ત્રિવેદીકૃત ગુજરાતી

# ત્રીજી ચોપડીના અર્થ

જેની અંદર દરેક પાઠોના અર્થ, કવિતાની સમજુતી,
ડીકટેશનના અઘરા શબ્દો તેમજ વંચાણમાં શિક્ષકોને
ઉપયોગી થાય તેવી બાબતનો પણ
સમાવેશ કરેલો છે.

છપાવી પ્રસિદ્ધ કરનાર:

**શાહ બાઈલાલ ડાહ્યાભાઈ બુકસેલર**

ઠે૦ ગુજરાતી સ્કુલ સામું—નવસારી.

કિંમત ૦—૬—૦

શ્રી

# ત્રિવેદી વાંચનમાળા.

# પુસ્તક ૩ જા ના અર્થ.

## પુસ્તક ત્રીજું.

### પાઠ ૧ લો.

સીમાડો=છેડો, હદ, મર્યાદા; સીમ
સીમાડામાં=સીમમાં
બિહામણો=વિકરાળ; બીક લાગે એવો; ડર લાગે એવો
બિધા=બીન્યા; ડર્યા; ભય પામ્યા
ચતુર=હુશિયાર; ચાલાક
હિંમત=ધૈર્ય; ધીરજ
પકડી=રાખી
છાતીફાટ=છાટી ફાટી જાય એવી રીતે, ઘણા જોરથી
રોવા=રડવા
ગળગળતે શાદે=રડતો હોય એવી રીતે; રડતા અવાજે
કીમતી=કીમતવાળો; મૂલ્યવાળો
હાર=ગળામાં પહેરવાનું સાચા મોતીનું ઘરેણું
ફીકર=ચિંતા
કાંતિ=ખુબસુરતી; સુંદરતા
વિશ્વાસ=ભરોસો
ખાનદાન=ઉંચા કુળનો
લોભે લપટાઇ=લાલચમાં પડી
ઇસારત=સાન; અણુસારો
સટકી ગયો=નાશી ગયો; જતો રહ્યો
ફાંફાં=હવાતીયાં
છેતરી=ઠગી
ઇનામ બક્ષીસ=સારી રકમ આપવી તે

**સાર**:—કહેવત છે કે શેર ને માથે સવાશેર હોયજ. એકનામાં જે યુકિત હોય છે તેના કરતાં વધારે યુકિતવાળા બીજા હોય છે.

### પાઠ ૨ જો.

અળસકું=પરોઢીઉં
અળસ્કું થતાં=પહો ફાટતાં
વિદ્યાર્થી=વિદ્યાની ગરજ વાળો; ભણનારો
વગડામાં=જંગલમાં
નુકસાન=હાનિ
વસ્તી=માણસોનું રહેઠાણ
જંતું=નાનાં જીવડાં
મધુર ગીત=મીઠા અવાજ
મથાળે=માથા ઉપર
છિદ્ર=કાણાં
સંતાડે છે=છુપાવે છે
ઉકાર='ઉ' કરવું તે; 'ઉ' બોલવું તે
અગાઉના વખતમાં=પ્રાચીન કાળમાં; પહેલાંના વખતમાં
ગરજ સરે છે=બદલો વળે છે; ચલાવી લે છે
શબ્દ=અવાજ; ઉચ્ચાર
અભ્યાસ કરવા=પાઠ શીખવા
વન પક્ષી=વનમાં રહેનારાં પંખીઓ
અટકાવે છે=બંધ પાડે છે
ઢંકાયલા=છવાયલાં
ભરાઉ=પીછાંના ગુચ્છાવાળી
કલગી=મંજરી; માંજર
સેવે છે=ગરમી આપે છે
તીણી=અણીવાળી
નજર=દષ્ટિ
તીવ્ર=તીક્ષ્ણ, તેજી, ઉતાવળું
વાગોળવું=ખાધેલું પાછું મોંમાં લાવી ચાવવું
આરામ=વિશ્રાંતિ; વિસામો
બચાવ માટે=રક્ષણ માટે

---

### પાઠ ૩ જો.

પ્રવાસ=મુસાફરી
કૃપાળુ=દયાળુ; મહેરબાનીવાળા.
નરેશ=રાજા
સ્નેહ=પ્રીતિ; પ્રેમ
આતુર=ઇચ્છાવાળા; ઇંતેજાર
તન=શરીર
જબરી=વધારે
અત્યંત=ઘણીજ
બાવલું=પુતળું
ચિત્તા=અટાપટાવાળા વાઘની એક જાત
ગમ્મત=મઝા
ગોઠવણ=વ્યવસ્થા
ફરજીયાત=દરેકે ભણવું જ જોઇએ એવા કાયદાવાળી, ફરજ પાડેલી
ચોમેર=ચારે તરફ, ચારે બાજુએ
મારા શબ્દોમાં=મારા

બોલેલા બોલ પ્રમાણે
લોકહિતમાં=પ્રજાનું ભલું કરવામાં
સંગ્રહસ્થાન=પ્રાણી પદાર્થ વગેરે સર્વનો સંગ્રહ કરી રાખેલું સ્થળ
ઢીંગલાઢીંગલી=લુગડાનાં બનાવેલાં છોકરા, છોકરીના આકારનાં રમકડાં
નવું નવું=નહિ જોએલું એવું

પ્રખ્યાત=જાણીતા થએલાં
વાકેફ=જાણીતા, માહીતગાર
ફેલાય=પ્રસરે
માફક=પેઠે, રીતે
લગ્ન=પરણવું તે
રસ લેનાર=મન પરોવનારાં
દાખલ થતાં=પેસતાં
યાદગીરી=સંભારણા

વર્ગ=જથો; સમુહ
અટપટી=ગુંચવણવાળી
યાદદાસ્ત=યાદ રાખવાની શક્તિ
કાંગરૂ=કીડીઓ ખાનારૂં એક જનાવર
ભુલભુલામણી=નીકળવાનો રસ્તો જડે નહિ એવી; ભુલાવામાં નાખનારી

---

## પાઠ ૪ થો.

ભવ્ય=સુંદર; મોટી અને શોભિતી
બાહોશ=ઘણા ચાલાક; હોશિયાર
સાફ=સ્વચ્છતાવાળા
અનેક=એકથી વધારે; ઘણાં
ખંડણી=ચોથ; નાનો રાજા મોટા રાજાને જે વાર્ષિક રકમ આપે તે
ઝીણું=બારીક
શોભા=સુંદરતા
નમુના=આબેહુબ ચિતાર
ખાસ=જાણવા યોગ્ય
સ્થળો=જગાઓ, ઠેકાણાં
હજી=હાલ પણ
પ્રસન્ન=ખુશી

---

## પાઠ ૫ મો.

વરતાવો=કરાવો
જયજયકાર=જય જયના પોકાર; વખાણ
ભરતભૂમિ=ભરત રાજાની ભૂમિ; આપણો દેશ ભરતખંડ; હિંદુસ્થાન
મુજ=મારા
દેશતણા=દેશના
નરરત્ન=ઉત્તમ પુરુષ, માણસોમાં ઉત્તમ
ધ્રુજાવી=કંપાવી
ધરણી=પૃથ્વી; દેશ
લાખ પ્રયત્ન=અનેક ઉપાયો

| | | |
|---|---|---|
| તમ=તમારૂં<br>શૌર્ય=બહાદુરી; શુરાતન<br>ભરજો=દાખલ કરો | વીરા=ભાઇ<br>ઠાર=ઠામ, ઠેકાણે | નિજ=પોતાની<br>જગમાં=દુનિયામાં |

**કવિતાની સમજુતી:**—ખબરદાર કવિ કહે છે કે "તમે હિંદને જયજય પોકાર કરાવો."

હે હિંદુસ્થાનના સંતાનો! તમે જય જયનો પોકાર કરાવો. આપણા દેશના જે ઉત્તમ પુરૂષોએ ઘણા ઉપાયો લઇને જગતને હલાવી મૂક્યું છે તેમનો દાખલો લઇને, હે ભાઇઓ, તમે બધી જગ્યામાં તમારી બહાદુરી અને પ્રેમ ભરો. આપણા પોતાના હિંદ દેશનો દુનિયામાં જય જયનો પોકાર કરાવો.

---

| | | |
|---|---|---|
| પાઠ ૬ ઠ્ઠો.<br>ઝાઝા=ઘણા<br>તોડી પાડી=ભાગી પાડી<br>બાપડાં=ગરીબ<br>છુંદાઇ=ચગદાઇ<br>તદબીર=યુક્તિ<br>નાદે=અવાજથી<br>શરૂ કર્યો=ચાલતો કર્યો<br>ચસ્યો=ચાલ્યો<br>હેરાન=દુઃખી<br>સંહારે=નાશ કરે<br>ઉગી ગયાં=ઉગયાં, | બચ્યાં; જીવતાં રહ્યાં<br>ઉંઘટો=ઉંઘતા જેવો, ઉંઘવા જેવો<br>મસલત કરી=વિચાર કરી<br>ગણગણાટ=ગણગણવું તે; માખીનો અવાજ<br>હાથ=હાથવાળા માણસો<br>હચમચાવ્યું=ખુબજોરથી હલાવ્યું<br>મદદ=સહાયતા, આશરો<br>લક્કડખોદ=લાકડું ખોદનારો અહીં સંજ્ઞા વાચક નામ છે | દોસ્ત=ભાઇબંધ, મિત્ર<br>મધુર સ્વરે=મીઠા અવાજથી<br>લહેરમાં=આનંદે, મજાથી<br>એ દરમિયાન=એ વખતે<br>નશીબને યોગે=ભાગ્યના સંબંધે કરીને<br>ડેંડે=દેડકાનો બોલવાનો અવાજ<br>ઘાટ ઘડયો=જીવ લીધો; મારી નાંખવાનો ઉપાય કર્યો. |

"ઝાઝા હાથ રળીઆમળા"=ઘણા જન એકઠા મળી કામ કરે તો કામ શોભી નીકળે છે. ઘણા માણસોથી ધારેલું કામ થાય છે.

**સાર કે બોધ:**—આ પાઠમાં આપણે જોયું કે ચકલા ચકલી દેડકો, માખી, ને લક્કડખોડ જેવાં નજીવાં પ્રાણીઓએ હાથી જેવા મોટા અને જબરા જાનવરનો જીવ લીધો. કહેવત છે કે ઘણી કીડીઓ સાપ જેવા ઝેરી અને બળવાન પ્રાણીને હંફાવીને મારી નાંખે છે. તેવીજ રીતે સામાન્ય નબળા માણસો પણ સંપથી પોતાનો બચાવ જબરા શત્રુની સામે કરી શકે છે અને તેને તોબા પોકરાવે છે. માટે તમે પણ એક બીજાની સાથે સંપથી ચાલશોતો તમને કોઇ દુઃખ દઇ શકશે નહિ.

**પાઠ ૭ મો.**

અગત્યનું=જરૂરનું
બરોબરી=સરખામણી
પ્રસન્ન=ખુશ, રાજી
યુદ્ધ=લડાઇ
પ્રસરાવ્યો=ફેલાવ્યો.
આરાધ્યા=સ્તુતિ કરી
વિષ્ણુ=ભગવાન
વધુ=વધારે
સ્વરૂપ=શરીરનો ઘાટ
નિર્ભય=બીક વગરના
મહાત કર્યો=હરાવ્યો
બલી પુજન=હિસાબના

ચોપડાનું પુજન
હરાવ્યા=પાછા પાડયા, પાછા હઠાવ્યા
વીનવ્યા=પ્રાર્થના કરી; વિનંતી કરી,
વધ કર્યો=મારી નાંખ્યો
ઇંદ્રાસન=ઇંદ્ર રાજાની ગાદી
વૈરાટ=બહુ મોટું; ભયંકર
વામન રૂપી=ઠીંગણું
જાચના કરી=માગણી કરી
પાતાળ=પૃથ્વીની માંહેનો ભાગ

ઉદારતા=ઉદાર સ્વભાવ
લક્ષ્મી=પૈસા; નાણું
સમજી=જાણી
ગરીબાઇ=દરિદ્રતા
સાથીઆ=એક પ્રકારની આકૃતિ તે શુભ કામમાં વપરાય છે
વરદાન=વર માગવો તે, વચન માગવું તે
પાછલી રાત્રે=મધ્યરાત્રિ પછીનો વખત, રાતના બાર વાગ્યા પછીનો વખત
દાનેશ્વર=સખાવત કરવા

માં શુરો, ઘણું દાન કરનારો
રાજ્યાભિષેક થયો=ગાદીએ બેસાડયો
હમેશરહો=સદા વાસવસો
કલ્યાણથાઓ=ભલુથાઓ

## પાઠ ૮ મો.

ઉત્સવ=આનંદ
માનવું=ધારવું
જળ=પાણી
પુરાણમાં=શાસ્ત્રમાં
વારંવાર=ફરી ફરીને
નોતરવી=જમવાને તેડવી
આખરે=છેવટે
કબુલ કર્યું=હા પાડી
સગા સ્નેહીઓ=સગાં વહાલાં અને દોસ્તીવાળા માણસો
મુબારક=ભલું, નવું વર્ષ સુખી નીવડો એમ ઇચ્છવું તે
નૈવેદ્ય=તૈયાર કરેલીરસોઇ ભગવાનને ધરાવવી તે
આગતા સ્વાગતા=આવકાર, આવેલા પરોણાની ચાકરી કરવી તે
યોગ્ય=લાયક, ઘટે તેવો
વસે છે=રહે છે
સ્નાન કરે છે=નહાય છે
તોળ્યો હતો=સમતોલ રાખ્યો હતો
નાના પ્રકારના=જુદી જુદી જાતના
ઉડાવ્યા કરતો=હશી વાળતો
આગ્રહ કર્યો=દબાણ કરીને કહ્યું
યમદ્વિતીયા=યમ રાજાની બીજ
પાપી–ચંડાળ, દુષ્ટ, ખોટાં કામ કરનારા
નરક=વિષ્ટા; ખોટાં કામ કરનારને શિક્ષા ભોગવવાનું સ્થાન
મેરિયુ=એક નાની લાકડીને કોડીયું બેસાડીને તેમાં કપાસીઆ અને દીવેલ પુરી સળગાવે છે તે

## પાઠ ૯ મો.

કોયલડી=નાજુક અને મીઠી કોયલ
સંતાય=છુપાય
ગીતડાં=સુંદર ગીતો
શોક થકી=દિલગીરીથી
દીસે=જણાય
દૂર=વેગળી, છેટી, અળગી
હર્ષ તણે પુર=હરખની રેલમાં
સ્વર=અવાજ બોલ
વ્રજ=તારો
અનુપમ=જેની જોડ નહિ એવું, બેનમુન
નવ જાણું=જાણી શકું નહિ
વસે=રહે
અદ્દભુત=અજાયબીપમાડે એવું
ગાન=ગાયન
ખરે=નક્કી

આન=સ્થાન, રહેઠાણ | સ્વર્ગ=દેવલોકને રહેવાની જગા

કોયલડી અને ગીતડાં માંનો તદ્ધિત "ડી" પ્રત્યય લઘુતા વાચક છે અને સુકોમળતા બતાવે છે.

| | | |
|---|---|---|
| કુહૂકુહૂ=કોયલનો બોલ | ઉચ્ચાર=બોલ | ઉપર આવેલા મોર |
| વારંવાર=ફરીફરીને, વારેવારે | રસાળ=રસવાળું; મીઠું | માળ=માળા અથવા |
| અમી=અમૃત | આંબામોરની=આંબા | માળો |

**સમજુતીઃ**—(૧) હે મીઠી અને મધુરી કોયલ! તું ક્યાં લપાઇ જાય છે. દીલગીરીનાથી તો તું નાસતી ફરે છે, અને હંમેશાં આનંદની લહેજતમાં રમે છે.

(૨) તારો મધુરો અવાજ કોઇથી નહિ સરખાવી શકાય એવો છે. તારૂં રહેઠાણુ ક્યાં છે તેની મને ખબર નથી. તું તારૂં નવાઇ પમાડે એવું ગાયન ક્યાંથી શીખી લાવી? મને તો લાગે છે કે તે ગાયનની મૂળની જગ્યા સ્વર્ગ છે.

(૩) "કુહૂકુહૂ" નો ટહુકાર વારંવાર કરીને તારો બહાર આવતો અવાજ અમૃતનો છંટકાવ કરે છે. જો તું મને તારૂં રસિક ગાયન શીખવાડે તો હું તને આંબાના મોરની માળા પહેરાવું.

તા. કઃ—(૩) કડીની બીજી લીટીમાં આપેલું અર્ધ વિરામ ધ્યાનમાં લઇએ તો ઉપરના પ્રમાણે તેની સમજુતી થાય છે; પણ જો તે ચિહ્ન ધ્યાનમાં ન લઇએ તો તેની વાકયરચના આ પ્રમાણે. થાયઃ—"વારંવાર કુહૂકુહૂ કરિ, તુજ અમિ વરસતો ઉચ્ચાર મુજને રસાળ ગાન શિખવે (છે), (તેથી) આંબા મોરની માળ (તને) આપું છું"

**સમજુતીઃ**—વારે વારે કુહૂકુહૂનો ટહુકાર કરે છે ને તારો અમૃત ઝરતા અવાજ મને રસવાળું ગાયન શીખવાડે છે તેથી હું તને ગમતો આંબાના મોરનો બનેલો માળો—રહેવાની જગ્યા—આપું છું.

---

પાઠ ૧૦ મો.

મગતરાં=મચ્છર

ષટપદ=છ પગ

નર=પુરૂષ

માદા=સ્ત્રી

સુમારે=આસરે

ડંખે છે=કરડે છે, ડંખ મારે છે

છેડે=ચિડવે; ખીજવે

કાયર=હેરાન; દુઃખી

મધમાખી=મધ બનાવનારી માખી

મુખ્ય માદા=આગેવાન સ્ત્રી

કદમાં=મોટાઇમાં

ઉદ્યોગ=ધંધો

મઝા=આનંદ

સાંધા=બે ભાગ ભેગા મળેલા હોય તે જગા

ઝેર=ખાવાથી, અડકવાથી કે સુંઘ્યાથી શરીરને હાની કરે એવો પદાર્થ

ટોળાબંધ=જથાબંધ સમુહ, સમુદાય

કામગીરી=કામ કરનારી મહેનતુ

---

પાઠ ૧૧ મો.

લીસો=સુંવાળો

અછત=ખોટ

ક્રૂર=ઘાતકી

સજા=શિક્ષા

છ પાસાવાળા=છ બાજુઓ જેને છે એવા

બંધ કરી દે છે=વાસી દે છે; મીણથી દાટો મારે છે

મીણબત્તી=મીણની બનાવેલી દીવા કરવાની એ હાંડીઓ અને વોલ્સેટમાં અને છુટી બાળવામાં આવે છે

દાખલ કરે છે=પેસારે છે

સ્વાદે=સ્વાદમાં; ખાધામાં

ચકચકિત=તેજસ્વી; ઝગઝગાટ

સંગરેલું=રાખી મુકેલું

---

પાઠ ૧૨ મો.

રાજસભા=રાજાની કચેરી

હક્ક=અધિકાર

ફરી=બીજીવાર

અળખામણી=અણમાનીતી

અપર મા=બીજી મા; સાવકી મા; ઓરમાન મા
મહેણું માર્યું=ખોટા વચન કહ્યાં.
અભાગણી=ભાગ્યહીન; અકરમી
અવતાર=જન્મ
તુજને=તને
ઇહાંથી=આ ઠેકાણેથી
કડવાં=માઠું લાગે એવાં
સવેરાં=વહેલા
ખેદ=દુઃખ
મૃગલી=હરણી
પ્રાણ=જીવ
આશા=ઉમેદ, હોંસ
ખરી=નક્કી
ખમાતું=સાંખી શકાતું
ઇચ્છે છે=ચાહે છે
ટળવળી=તરફડીઆં મારી; વલખાં મારી, ફાંફાં મારી
અનાથનો નાથ=જેનો કોઇ બેલી નથી તેનો બેલી, જેને કોઇનો આશરો નથી, તેને આશરો આપનારો
નહિ ધણીઆળાનો ધણી; ગરીબનો બેલી
ભજવા=સ્તુતિ કરવા, આરધના કરવા
આશીર્વાદ=દુવા, કલ્યાણ થાઓ એમ કહેવું તે
કાયા છાંડ=દેહ ત્યાગ કર, દેહ છોડી દે
વૈકુંઠરાય=વૈકુંઠનો રાજા શ્રી કૃષ્ણ
અપમાન=તિરસ્કાર; માન ભંગ કરવું તે
તપ કરી=ઇશ્વરની આરાધના કરી
પેટતણા=પેટે જન્મ પામેલા
અકર્મી=ભગ્યહીન અભાગીઆ
વાંછો=ઇચ્છો, ચાહો.
કૃપા=દયા, મહેરબાની
વછુટી પડેલી=જુદી પડેલી
અનંત=પુષ્કળ, અપાર, બહુ
કરૂણા=દયા, મહેરબાની
પુરશે=પુરી પાડશે
અદેખાઇ=ખાર, ઇર્ષા
દુઃખી કરવા=દુઃખ આપવા

---

### પાઠ ૧૩ મો.

શીદ=શા કામે
કોમળ=નાજુક
કષ્ટ=દુખ
બિવડાવશે=ડરાવશે
નિશ્ચય=નક્કી કરેલો ઠરાવ
મધુવન=એનામનું વન
વીત્યા=પુરા થયા
વેગળો=તમારાથી દૂર
સેવા=ભક્તિ, ભજન
ધરાવી=રાખવી
વેગળા=દૂર હઠનારા ખસનાર
માયામાં=સંસારમાં
તારારે રૂપે–તારાના

રૂપમાં
અવિચળ=અમર; નાશ ન થાય એવા; ખસે નહિ તેવું; સ્થિર
અલોપ થયા=નજર બહાર ગયા,એકદમ દેખાતા બંધ થયા.
તપ સાધી=કાયાને કષ્ટ આપી
વિકરાળ=બિહામણા
પાછો ફર=ઘેર પાછો જા
ડગનાર=વિચાર ફેરવનાર
નિદ્રા=ઉંઘ
દર્શન દીધું=મોં આગળ આવી ઉભા
સંસારમાં=માયામાં
સુપના=સમણાં
માયા=મમતા, સંસારમાં મચ્યા રહેવું તે
વાહીને=છેતરીને
કથા=વાત

---

પાઠ ૧૪ મો.

આરસી=દર્પણ
સ્વાદ=રસ
અંધની=આંધળાની
દીસે=જણાય
મર્કટ કંઠ=વાંદરાના ગળે
ધર્યો=પહેરાવ્યો
પ્રહાર=માર
બહેરા=સાંભળી શકે નહિ એવા
અભ્યાસ=મહાવરો
આગળ=પાસે, સામે
ગજરાજ=ઉત્તમ હાથી
ઉત્તમ=શ્રેષ્ટ, ચઢીઆતો
નિર્ધન=ધન વગરનો ગરીબ
મણિહાર=હીરા મોતીનો હાર
દુર=છેટે
બધીર=બહેરો
બજાવ્યો=વગાડયો
કાગ કેરૂ=કાગડાનું
ઘણેરૂં=ઘણું, બહુ
શ્રવણુ=કાને
સુણી=સાંભળી
અંધા=આંધળા, દેખી શકે નહિ એવા
નાદ=અવાજ, વાજું વગાડવું તે
ઉઠાવ્યો=ફેંકી દીધો
કાવ્યકળા=કવિતા બનાવવાની કળા
કોકિલ=કોયલ
કેરૂ=નું છઠ્ઠી વિભકિતનો પ્રત્યય
સુણ્યા=સાંભળ્યા
સ્વર=અવાજ, શબ્દ
માનનારા=કબુલ કરનારા

**સમજુતી:**—૧ જે માણસને જે વસ્તુનો મહાવરો નથી તે માણસને તે બાબતમાં રસ પડતો નથી. જેમ આંધળા માણસને

દર્પણુ નકામું છે, અને બ્હેરા માણુસને સુંદર સ્વર નકામો છે તેમ તે વસ્તુ તેને નકામી છે.

૨ દર્પણુ ઘણું સુંદર છે, છતાં પણુ તે આંધળા માણુસને શા કામનું? હાથીઓના ટોળાનો ઉપરી હાથી ઘણોજ સારો દેખાય છે, પણુ તે ગરીબના કામમાં આવતો નથી તેથી તેવા હાથીથી શું?

૩ જેવી રીતે મણિઓનો રત્નજવાહીરનો હાર વાંદરાની કોટમાં નાખ્યો હોય અને તે ભાર ગણીને તેને ઘણો દૂર ફેંકી દે અને જેવી રીતે નહિ સાંભળતા માણુસ આગળ શંખનો સુંદર સ્વર નકામો છે, તેવી રીતે મૂરખના આગળ સુંદર કવિતા છે.

૪ જે માણુસને કાગડા અને કોયલનું પિછાન નથી, તે કોઇ દિવસ કાગડાનાં ઘણાં વખાણુ કરે; પણુ જે માણુસે કોયલના મધુર ટહુકારનો સાંભળ્યો છે તે માણુસ કાગડાના "કો કો" અવાજને માન આપતાં નથી.

---

### પાઠ ૧૫ મો.

અન્ય=બીજા
જરૂરનું=કામનું
આસપાસ=આજુબાજુ
સુસવાટો=ઝપાટો, જોર
જડમુળથી=મુળમાંથી
ગુંગળાઇ=અકળાઇ
તોફાની=તોફાન થાય એવો, નુકશાનકારક
જીવન=જીંદગી
શાબાસ=વાહવાહ
ફરતી=ચાલતી
હચમચાવી=હલાવી
ગભરાઇ=અમુઝાઇ, અકળાઇ
ડૂબી છે=પાણીની અંદર પેસી જાય છે

---

### પાઠ ૧૬ મો.

ઢેલ=મોરની માદા
દેખાવ=ઘાટ
પંખો=પીંછાં
ઝાંખી=રૂપ વગરની
કુદરતી=પરમેશ્વરે
ગર્વ=અભિમાન
ઉત્તમ=સારામાં સારો
મઝેથી=ખુશીથી

મશ્કરી=હાંસી
ઉદાસ=દિલગીર
અગાઉની=પહેલાંની
ચાલુ=ચાલતું
દરકાર=ગરજ
રીતભાત=ચાલચલગત
પાદરે=ભાગોળે
ચાંદા=ચંદ્રનાજેવાંકુંડામાં
ભભકાભેર=ઘણી સુંદર
જોડું=જોડકું, સ્રીપુરૂષની જોડ
રૂટડા=રૂપાળા,શોભીતા
સાધારણ=વચલા વાંગાનું મધ્યમ
સ્નેહાળ=પ્રીતિવાળી, હેતાળુ, માયાળુ
આડી=આડે રસ્તેજનારી
બોડાં=પીછાં વગરના
છેક=સમુળગાં, પુરેપૂરાં
માફક=પેઠે, રીતે
કદ્રુપી=બેડોળ
પચરંગી=જુદા જુદા રંગની
બદલાઇ ગયું=મુળ રૂપથી જુદું થઇ ગયું
કળા=મોર પોતાનાં પીછાં પંખાના આકારનાં કરે છે
મગરૂર=અભિમાનથી ભરેલો; ગર્વવાળો
ખુબ બનાવ્યો=મશ્કરી કરી હાસી કરી
મલકાતો=રાજી થતો, ખુશી થતો
ફુલાતો=મારા જેવો કોઇ નથી એમ માનતો
મોટાઇમાં=મોટાપણાના અભિમાનમાં
ખરતાં=ખરી પડતાં તુટી પડતાં

બોધઃ—દુનિયામાં માણસો રૂપ જોઇને મોહ પામતા નથી પણ જેનામાં સારા ગુણ હોય તેની ચાહના વધારે કરે છે. જેનામાં સારા ગુણ અને સારી ચાલચલગત હોય છે તેના ઉપર લોકો વધારે ભાવ રાખે છે.

---

**પાઠ ૧૭ મો.**

સરત=ઠરાવ
છુપાવ્યાં=સંતાડયાં
ફતેહ=જીત
વધ=મારવું તે
શુભ=સારો
સંક્રાંત=ઉતરાયણ
અન્યોન્ય=એકબીજાને
ભપકો=ઠાઠ
આબાદ=પુષ્કળ
શમી=સમડો
છુપા વેશમાં=ગુપ્ત પોશાકમાં, અજાણી રીતે
જુગટામાં=જુગારમાં
જાહેર થયા=ઉઘાડા પડયા

પાંડવો તરીકે=પાંડવોના નામથી
તિલગુણ=તલ અને ગોળ
પૂરા ઠાઠથી=ઘણા દબદબાથી
દુશ્મન=વેરી, વેરવાળા
વિરાટ નગરી=વિરાટ રાજાનું શહેર, હાલનું ધોળકા
રજવાડા=નાનાં રાજ્યો
પરસ્પર=એક બીજાને
દરબાર=કચેરી
દરબારીઓ=કચેરીમાં બેસનારા અમલદારો
પરાક્રમ=શુરાતન, મોટાં કામ, બળનાં કામ કરવાં તે
વિજયાદશમી=વિજય મળ્યો તે દશમ
વિજય=જીત થવી તે, જય
કિષ્કિંધા=એક નગરીનું નામ; વાલી અને સુગ્રીવની રાજ્યધાનીનું નામ
ઉજવે છે=આનંદ કરી પુરો કરે છે
વિખરાય છે=વેરાય છે, સૌ પોતપોતાના મુકામે જાય છે
આસંત્રો=જીંદગીનું ઝાડ, એના પાત્રાંની પીવાની બીડી થાય છે
ધામધુમ=ઉતાવળે અને ઘોંઘાટ સાથે ચાલતું કામ, ગરબડ ઘાલમેલ
યુદ્ધનાં સાધન=લડાઈના કામમાં આવે એવી વસ્તુ

---

પાઠ ૧૮ મો.

નીતિબોધ=નીતિનો ઉપદેશ
સામાસામી=એકબીજા તરફ
મીચાઈ જાય=બંધ થઈ જાય
ભવિષ્યને=નસીબને
ભરોસે=વિશ્વાસે
સત્વર=જલદીથી
બહાર પડો=ઉઘાડા થાઓ
જગ જાહેર થાઓ જગતમાં
આપ=પોતે
બાળકાળ=બાળક અવસ્થા
વિણ=વગર
વહી જશે=જતો રહેશે
વ્હેમતણી=શંકાની, વ્હેમની, ખોટા રીત રીવાજની
બેડી=બંધન
દુર્ગંધ=ખરાબ વાસ (આ ઠેકાણે) ખોટા રિવાજ
ચાખીને=અનુભવ લઈને
લંબાવો=વધારો
બંધુ સુખ=ભાઈઓનું સુખ; ભાઈઓનું હીત
વિસ્તાર=ચોતરફ વધવાપણું; વધારે ને વધારે
પર=પારકી; બીજાની

| | | |
|---|---|---|
| ચાખો=ભોગવો | ભલું કરવાની ઇચ્છા-વાળા | ભવ=જીંદગી; જીવતર |
| સાર=સારો | નરક=ખોટાં કામ કર-નારને મુઆ પછી જવાનું ઠેકાણું | નિરાધાર નક્કી; ખચીત જરૂર |
| ઇર્ષ્યા=અદેખાઇ | | ઘડી=બનાવી |
| ભાંગતા=બગાડતા | | જગમોઝાર=જગતમાં |
| એકલપેટા=પોતાનું જ | | |

**સમજુતી:**—૧ હે દેશમાં જન્મેલા ભાઇઓ! તમે શું એક બીજાના ચહેરા જોઇ રહ્યા છો? તમે જુવો છો એટલામાં તો આંખ બંધ જશે મોત આવી પહોંચશે. હે ઘેલા લોકો તમે નસીબને આધારે ક્યાં નિરાંતવાળીને પડયા છો. તમે તૈયાર થઇ જાવ, અને જગતની અંદર જગ જાહેર થઇ જાવો. હે દેશ બંધુઓ.

૨ લોકોને સુધરી જાવ એમ કહેવાથી કાંઇ વળવાનું નથી બીજાને સુધરવાની શિખામણ આપતાં પહેલાં આપણે પોતે પહેલાં સુધરવું જોઇએ જો તમે પોતે બાપ પહેલા નહિ સુધરો તો (તમારા બાળકોનો) બચપણનો સમય કે જેમાં સારી નરસી ટેવ પાડી શકાય છે તે સુધારા વગર જતો રહેશે હે દેશ બંધુઓ.

૩ ખોટી માન્યતાઓ રૂપી સાંકળોની બેડીઓને તમે તોડીને ફેંકી દો, અને તેમની ખરાબ વાસમાંથી વેળાસર બચી જાવો. સારા રિવાજોની ચોકખી હવા ભોગવીને ભાઇઓના સુખનો વધારો કરો હે દેશ બંધુઓ.

૪ પારકાની મહેનતનો ખોટો લાભ મેળવવાની ઇચ્છા રાખતા નહિ તમે જાતે મહેનત કરો, અને તેનાં ફળ આનંદથી ભોગવો. અદેખાઇને લીધે કોઇના ફાયદાને નુકસાન પહોંચાડતા નહિ. જો તમે સ્વાર્થી બનશો તો તમારે નરકનાં દુઃખ સહન કરવાં પડશે. હે દેશ બંધુઓ.

**પાઠ ૧૯ મો.**

જોતાં વાર=જોતાંમાંજ
ભક્ષણ કરવાનો=ખાવાનો
ના ઉમેદ=નારાજ;નિરાશ
માંસ=માટી
ભેદવા=તોડવા; ફાડવા
યોગ્ય તક=અનુકુળ વખત
આમતેમ=આજુબાજુ
 પેલીબાજુ
નમ્ર=નમનતાઇવાળા
નીતિનો=પ્રમાણીકપ-
 ણાનો
દુરાત્મા=પાપી મનવાળો
શૂર=શૂરો, બહાદુર
તદબીર=યુક્તિ; કરામત
કાળ=જમરાજા
શબ=મુડદુ
નાશ કરવા=મારી
 નાખવા
ગેરહાજરીમાં=હું હાજર
 ન હતો તે વખતમાં
ઉમદા=શ્રેષ્ટ, ચઢીઆતા
રક્ષણ=સંભાળ
વર્જતા=છોડતા
વળગી રહેવા=નીતિ
 પ્રમાણે ચાલવા
ફુલાશ=ફુલારો, મોટાઇ
 વડાઇ
ભોગ લાગ્યા=નસીબના
 ટુંકા થયા
વાઘમાત્રનો=બધાવાઘનો
ચૂંથી નાખ્યો=ફેંદી
 નાંખ્યો

---

**પાઠ ૨૦ મો**

ખેલ રમવો=યુક્તિ કરવી
નિરાંતે=સુખેથી
સમોવડીઉં=બરાબરીયું
 સરખુ
પુરાપડિયે=પહોંચી
 શકીએ
ગભરાટ=અકળામણ,
 મનની ગુંચવણ;દુઃખ
ચેતવીશ=જણાવીશ
રખેવાળ=રક્ષક
ભેદ=અંદર અંદર લડાવી
 મારવાની યુક્તિ
હુમલો કર્યો=તુટી પડયું
 બળથી સામુ થયું

---

**પાઠ ૨૧ મો.**

ફરતો=ચારે તરફ
ભરતકામ=રેશમના
 દોરાથી ભાત પાડવી તે
કોમ=જાત
પ્રદેશ=મુલક
ખંડેર=પડી ગયેલા
 મકાનો
પૌત્ર=દિકરાનો દિકરો
કાબા=માણસની એક
 જાત
બંડ=તોફાન
બ્રિટિશ=અંગ્રેજ
આશ્રમ=મઠ
ટોચ=છેક ઉપરનો ભાગ
શંકરાચાર્ય=શંકર સ્વા-
 મી.એ નામના ધર્મગુરૂ
દ્વારિકાધીશ=શ્રી કૃષ્ણ
 ભગવાન; દ્વારિકાના
 રાજા
વિશાળ=વધારે જગા

રોકાયેલી છે એવું.
શિખર=અણીવાળું મથાળું
સંગમ=બે નદીઓ ભેગી મળે છે તે જગા; બે નદીઓનું ભેગું થવું તે
દંતકથા=મોઢાની વર્તા; ચાલતી આવેલી વાત
વશ કરવા=તાબે કરવા;
નકશી=કોતરણી, ચિત્ર
નવરાશ=ફુરસદનો વખત
સાર=તત્વ; બોધ
મુળ દ્વારિકા=જુના વખતની દ્વારિકા
વેરાન=ઉજડ, વસ્તી વગરનો
સિમિટ=પથ્થર સાંધવાનો કોલ
સત્તા=અમલ, હકુમત
અતિ પવિત્ર=ઘણા પવિત્ર
દેવાલય=મંદિર
ઉદ્ધાર કર્યો=સુધાર્યાં

---

## પાઠ ૨૨ મો.

માનીતી=પ્રેમવાળી
ઘટશે=ઓછી થશે
જાણીતુ=પ્રખ્યાત; પંકાયેલું
સુલતાન=બાદશાહ
પ્રાચીન=જુની; જુના વખતની
સ્થાપના=મંદીરમાં મુર્તિ પધરાવવી તે
કળા=આખા ચંદ્રનો સોળમો ભાગ
ચુરેચુરા=નાના કકડા
પા. ૪૭. લી. ૪. 'યક્ષ'ને બદલે 'ક્ષય' વાંચો
ક્ષયરોગ=ખઇનો રોગ
શાપ=ખોટી આશિષ; બદદુવા દેવી તે
ચઢાઇ કરી=ચઢી આવ્યો
વિધવા સ્ત્રી; જેનો ધણી મરી ગયો છે તેવી સ્ત્રી

## પાઠ ૨૩ મો.

કસરત=શરીરને કસવું તે
ફેરફાર=વધઘટ; તફાવત
બાંધેલા=વહેતાં અટકાવેલા
બેચહેની=સુસ્તી; નરમાસ
અવયવ=ભાગ
મારફત=માર્ગે; રસ્તે
ગાઢો=નીકટનો, પાસેનો
નીરોગી=રોગ વગરનું
કસીએ છીએ=કસરત આપીએ છીએ
પ્રોફેસર–કોઇ વિષય સારો જાણનારને પ્રોફેસર કહે છે
અટકાવી=બંધ પાડી; ખાળી
નજર=દૃષ્ટિ
સરજ્યાં=બનાવ્યાં
ગુંથાયેલાં=વળગેલાં
રોગના ભોગ થઇએ=રોગમાં સપડાઇએ
ખીલે છે=સારા થાય છે
ખાસ=જરૂર

સંબંધ=મેળાપ
દ્રઢ=મજબુત
કટ્ટો વેરી=મોટો શત્રુ
મચ્યા રહેવું=મંડ્યાં રહેવું; વળગ્યા રહેવું

બોધ:--શરીરની કસરત કરવાથી શરીર જબરૂ ને મજબુત થાય છે ને ઘણું બળવાન બને છે, તેજ પ્રમાણે મનને કેળવવાથી મન પણ સારૂ થાય છે. માટે તન અને મન બન્નેને કેળવવાની જરૂર છે.

---

પાઠ ૨૪ મો.

વાકું ચુકું=ઢેકા ઢળીઆવાળું
ખોરાક=ખાવાના પદાર્થ
ઢેકા=ઉંચો ભાગ
જોડાએલાં=મળેલાં; ભેગા થયેલાં
ખુલ્લું=ઉઘાડું; જાહેર
અરાઢે વાંકા=દરેક ભાગ વાંકા હોવાથી બધા ભાગ વાંકા
અરાઢે=અઢાર અંગ; બધા અંગ
રણ=રેતીવાળી જગા
નીભે છે=ચાલે છે
ખોરાકની ગરજ=ખોરાકને બદલે
પ્રિય=વ્હાલું
ઉપયોગી=કામના; ખપના

---

પાઠ ૨૫ મો.

કુમળાં=કોમળ: નાજુક
દાઝ=બળતરા
દુભાવજો=દુ:ખ આપજો ખોટું લગાડજો
ફુલડાં સમ=ફુલની માફક; કોમળ ફુલની પેઠે
ફુલાવજો=રક્ષણ કરજો સંભાળ રાખજો; ખીલવજો
દ્રષ્ટિ=નજર
દિલ=મન; હૃદય; અંતઃકરણ
લેશ=જરાપણ, લગારપણ
ડંખ=ચટકો
અમી=અમૃત; માયાળુપણું, પ્રેમ
દરિયા સંગે=દરિયા સાથે
કાળાં ગોરાં=સારાં કે નઠારાં
ભુલવજો=ભુલથાપ આપજો, ભુલાવશો
ભોળાં=કપટ વગરનાં બાળકોમાં કપટ હોતું નથી માટે તેમને ભોળા કહે છે
ભાવ=પ્રીતિ
પ્રબળ=ખુબ, જબરાં
મોટા દિલથી=મોટું દિલ

| | | |
|---|---|---|
| રાખીને | હોંશિલા | વિલસજો=ખીલજો |
| ઉજમાળા=ઉમંગી; | નિર્બળ=બળ વગરનાં | |

૧. **સમજુતી**:—બાળકના કોમળ દિલને જરાપણ કાંઇ ખોટું લગાડશો નહિ. ખીલેલાં ફુલની પેઠે હેત રાખીને તેમને ખીલવજો.

૨. તેમના તરફ કરડી નજર કરશો નહિ; અને અમ્રત જેવી મીઠી નજરથી તેના ઉપર પ્રીતિ દાખવજો. દરિયા જેવું ઉદાર દિલ રાખીને ફરજો એટલે બસ છે. બાળકનાં કોમળ દિલને જરાપણ કાંઇ ખોટું લગાડશો નહિ.

૩. તમે તેને નઠારાં કે સારાં કહેશો નહિ, અને હસતું મોઢું રાખીને તેમને રાખજો, અને મીઠા બોલ બોલીને તેમને મીઠું બોલતા કરજો. એવાં બાળકનાં કોમળ દિલને જરાપણ ખોટું લગાડશો નહિ.

૪. તેમને વિશ્વાસ દેઇને કોઈ ભુલાવશો નહિ, અને એ કપટ વગરનાં બાળકોમાં પ્રીતિ ઉત્પન્ન કરજો; તેમજ બાળકો બળ રહિત છે માટે ખુબ જબરાં થાય એમ ખીલવજો મતલબ કે જબરાં બનાવજો. એવાં જે ભોળાં દિલના બાળકોને જરાપણ કાંઇ ખોટું લગાડશો નહિ.

---

| પાઠ ૨૬ મો. | પાઠ ૨૭ મો. | લાજ=શરમ |
|---|---|---|
| ટટાર=સ્થિર | ભાગ=અંગ | મળતાં=સરખાં |
| ફેલાયલા=જમીનને પડોળાં પથરાયલાં | યાદ છે=સાંભરે છે | સુકાઇ ગયેલાં=ચીમળાએલાં, સુકાં થયેલાં |
| વિટળાવવું=આજુબાજુ ફરી વળવું | લીલાંછમ=ખુબ લીલાં | અચળ=એક જગાએથી બીજી જગાએથી જઇ શકે નહિ એવા |
| અંદર=માંહેના ભાગમાં, જમીનમાં | ટાંકણી=માથાવાળું પાતળું અણીયારૂં | કાલે=ગઇ કાલે |
| | બિડાઇ ગયું=બંધ થઇ ગયું | |

ફેર=તફાવત જુદાપણું
મરી ગએલા=સુકાએલા
લાગણી=અસર
લજામણી=એક જાતનો ઘણી લાગણીવાળો છોડ
સંકોચાઇ=સાંકડાં થઇ
અવયવ=શરીરના ભાગ; અંગ

---

### પાઠ ૨૮ મો.

સાફ=સ્વચ્છ; ચોકખું
મેળવણી=મિશ્રણ, ભેળ
પ્રમાણમાં=ભાગમાં, માપમાં
પાથરી દેવું=પહોળું કરી દેવું
સુગંધિદાર=સારી વાસ આવે એવા
કોપરેલ=કોપરાનું તેલ
ગરમ=ઉનું
ચોસલાં=ચકતાં

---

### પાઠ ૨૯ મો.

દુકાળ=નઠારો વખત
સમયે=વખતે
પરોપકારી=પારકાનું ભલું કરનાર
અચકતા=ખંચાતા
ગરિબગરબાં=નિર્ધન
તવંગર=પૈસાદાર. ગૃહસ્થ
ઉદાર=મોટા દિલના
ધીરાં=ધીમેથી કામ કરનાર
સાચાં=સાચું બોલનારાં
સદ્ગુણ=સારો ગુણ
બદલો=સાટું.
ખોલ્યું=ઉઘાડયું
પડાપડી=ઉપરા ઉપરી પડવું તે
કાને ગઇ=જાણવામાં આવી
સાચાઇ=ખરાપણું, સત્ય
તવંગર=પૈસાદાર
મીઠા=લાભકારક
નોટ=કાગળનું ચલણી નાણું
દાતાર=દાન આપનાર; દેનાર
ઉત્તમ=સારામાં સારો
ધન્ય=શાબાશ
સખી=મોટા દીલના
ટંક=મેદની; ટોળાં
આગળ ધસતી=આગળ આવતી

બોધઃ—ધીમેથી કામ કરવાથી સારૂં પરિણામ આવે છે. ઇશ્વર સારાં કામનો બદલો હંમેશાં આપે છે.

---

### પા ૩૦ મો.

કવિતા ને નીતિ=કવિતા અને નીતિનો સંબંધ
જ્ઞાનબળ=જ્ઞાનરૂપી બળ
અંતરમાં=મનમાં
સતીઓ=સતી સ્ત્રીઓ
સુઝે=જડે; મળી આવે
છાક=મદ; અભિમાન
સોળ આનીનો=પુરેપુરો

સતનો=સાચનો
સુધારસસમ=અમૃતના રસ જેવી
નારી=સ્ત્રી
અવગુણકારી=નુકસાન કરનારી
નાદાનીનો=મુર્ખાઇનો
કાવ્યથકી=કવિતાથી
શુદ્ધ=સારી નીતિવાળી
હણી=નાશ કરી
ભોગ્ય=ભોગવવા લાયક
પિતુ=બાપ
લજાશે=શરમાશે
ઉપજાવે=લાવે, ઉત્પન્ન કરે
સુકવિતા=સારી કવિતા
દોષ=અવગુણ
કીર્તિ=આબરૂ; જશ
બોધ=ઉપદેશ
અનીતિ=ખોટી ચાલ; અવગુણ
આનંદામૃત=આનંદરૂપી અમૃત
બેટી=દીકરી
ભ્રાત=ભાઇ
જનોની=માણસોની

**સમજુતી**:—(૧) જો બાળક કવિતાને સમજીને વાંચે તો તેની જ્ઞાનની શકિત ઘણી વધે, જો જુવાન માણસ તેને વિચારીને વાંચે તો તેની જુવાનીનો મદ જતો રહે, જો ઘરડો માણસ સમજીને મનમાં ઉતારે તો તેનામાં ધીરજ અને બળ વધે, અને હૃદયની અંદર પૂરેપૂરો રસ પેદા કરે છે.

(૨) પોતાના ધણીને ઇશ્વરના જેવો ગણનારી નાની કે મોટી સાધ્વીઓ જો કવિતા રૂપી અમૃતરસ પીવે, તો દરેકને સાચનો રસ્તો જડે. સારી કવિતા કોઇને પણ નુકશાન કરનારી નથી, અને તેમાં ઉછાંછળાપણાનો જરીકે અવગુણ માલમ પડતો નથી.

ટી. કઃ—અહીં કવિતાને પીવાની વસ્તુ પેય તરીકે જણાવી છે.

(૩) કવિતાથી આબરૂ મળે છે, લોકોનો ઘણો વહાલ થાય છે. સારી કવિતા ખરાબ ચાલ ચલગતનો નાશ કરે છે અને સારી રીત ભાત રાખવાની શિખામણ આપે છે. જાણકાર માણસોને કવિતામાંથી

આનંદરૂપી અમૃત મળી આવે છે. જે માણુસ કવિતા સમજવાની યુકિતઓ જાણે છે તે તેને ભોગવી શકે છે.

તા ક:—આ કડીની છેલ્લી લીટીની રચના તદ્દન કઢંગી છે. તેની વાકય રચના નીચે પ્રમાણે છે.

“જે કવિતાની જુકિત સમજી જાણે તેને તે ભોગ્ય પડે” અહીં “જડે” ની સાથે તાલ મેળવવા માટે “પડે” મૂકાયલો છે. નહિ તો “ભોગ્ય થાય” એમ કહી શકાય. તેને તે ભોગ્ય પડે=તે માણુસને તે ભોગવવા લાયક બને=તે માણુસથી તે ભોગવાય.

(૪) જે વાણી દીકરી, બહેન, બાપ, મા સાથે બોલતાં શરમ આવે, તેવી લખેલી વાણીને અનતિ—નહિ છાજતી બોલી—કહીએ; અને સારા માણુસોને તેવું લખવું શોભે નહિ.

પાઠ ૩૧ મો.

પોષક=પોષણ આપનાર; પુષ્ટિકારક
ભાગ્યેજ=કોઈક વખત
રાંકડું=ગરીબ, ડરકણું
વારંવાર=ફરી ફરીને
ગાડરિયો પ્રવાહ=ઘેટાની પેઠે ચાલવું તે
ગાડર=ઘેટું
બરડ=ભાગી જાય એવા
સાલ=કીમતી બનાત
લડકણો=લડનારો
ઉભા=ચઢાવવાળા, ઘણા ઢાળવાળા
ખડક=ટેકરા
કહેવત=ઉખાણો
“ઊંટ મેલે આંકડો અને બકરી મેલે કાંકરો”=આકડા સિવાયની બધી વનસ્પતિ ઊંટ ખાય છે, અને બકરી બધી જાતની વનસ્પતિ ખાયછે
ધાબળી=કામળી
જડબું=ડાચું
ઉંઘટી=ઉંઘતી હોય એવી
તીવ્ર=ઝટ સમજી શકે એવી, જાણી શકે એવી
પ્રવાહ=વહેવું, ચાલવું
ખરબચડા=ખાડા ખાંચા વાળા
અંગો=શરીરના ભાગ
વગડાઉ=વગડામાં રહેનાર
ઠરે છે=ખસી જતા નથી ટકે છે.
કુદકા=ઠેકડા
સરદાર=ઉપરી

**પાઠ ૩૨ મો.**

મોટી=વધારે ઘણી
સમાએલું=રહેલું
શોભાવ્યાં=દીપાવ્યાં
ખુબીદાર=અજાયબ
સ્થાપનાર=સ્થાપન કર નાર, ચલાવનાર
પેગંબર=સંદેશો લઇ જનાર
ધિક્કારે છે=નીંદે છે.
ફરજ=માણુસને મુસલમાનને વર્ત્તવાના નિયમ
રસુલ=પેગંબર, સંદેશો લઇ જનાર
અરબી=અરબી ભાષાનું
ખેરાત=સખાવત
નમાજ પડે છે=બંદગી કરે છે
બાધકામ=દેવળ
પ્રદક્ષિણા=આજુબાજુ ફરવું તે
સ્વર્ગ=દેવ લોકને રહેવાનું સ્થાન

કુરાન=મુસલમાનોનું ધર્મ પુસ્તક
આરામ=વિશ્રાંતિ
અનુક્રમ=એક પછી એક
સંધ્યાકાળ=સાંજ; એ કાળના જોડાણુની સમય; દિવસ અને રાત્રિ કે રાત્રિ અને દિવસના જોડાણનો સમય
પછાત=ઓછો કેળવાયેલો પાછો પડતો
પંથ=ધર્મના ભાગ ધર્મની જથા, ધર્મનો ફાંટો
આખી=બધી
મજબુત=ટકાઉ
ભવ્ય=મોટી અને શોભીતિ
મસ્જીદ=મુસલમાનોને બંદગી કરવાનું સ્થળ
હજરત=નામદાર
અલ્લાહ=ખુદા
ધર્મ=ફરજ, ધર્મમાં બતાવેલી રીત

બંદગી=પાર્થના
ઉપવાસ=ભૂખ્યા રહેવુ તે
ધર્મચુસ્ત=ધર્મના બતાવેલા નિયમ પ્રમાણે ચાલનારા
શરીફ=પવિત્ર
માનવી=માણુસ
ઝરો=પાણીનો નાનો વહેળો
મના કરી છે=ના પાડી છે
મોટો ભાગ=ઘણે ભાગે
ખલીફા=મહમુદ પેગંબર વંશનો ઇસ્લામ ધર્મ રક્ષક
અધીકારી ખલીફા તરિકે =ખલીફા જેવા ખલીફાની જગાએ

---

**પાઠ ૩૩ મો.**

વળગ્યું=ખાઝેલું, ચોટેલું
તેની મારફત=તે છિદ્રને રસ્તે
સજજડ=ઘણા જોરથી,

મજબુત
નિકોરી=પાણી જવાની નિક
સ્વાદથી=ખાવાથી
નકકર=પોલાણ વગરનું, સંગીન

---

## પાઠ ૩૪ મો.

ચીકણાં=ઝટ ભાગે નહિ એવાં
જીવે છે=લીલા રહે છે
વસંતઋતુ=ચૈત્ર અને વૈસાખ
પોષક=પોષણ આપનારો
કરમાઇ=ચીમળાઇ
વપરાઇ જાય=પુરો થઇ જાય
છોડ ભુખે મરે=છોડને જોઇતો ખોરાક મળે નહિ
ફળદુપ=સારો પાક પાકે એવી સારા કસવાળી
જુઓ પાઠ ૪૧મો તા.ક.

---

## પાઠ ૩૫ મો.

કસરતી=કસેલું
જોમ=બળ, જોર
શોભે=જણાય; દીપે
કળા=યુક્તિ
આતુર=ઉત્સુક
ભરપૂર=પૂરો ભરેલો
વસંતરૂતું=ખીલતું અને ભરાવદાર
વદન=મોઢું
હસતું=હસતા મોં વાળું.
ચપળતા=ચાલાકી
શુરાતન કેરી=બહાદુરીની
રગેરગ=નસેનસમાં
અન્યાય=ગેરવ્યાજબી કામ
ખમાય=વેઠાય, સહન થાય
હણવા=નાશ કરવા
ભોગમાં=વૈભવમાં, મોજ મઝામાં
જોગ=જોગવાઇ, તક.
ક્રોડ=કરોડ
વખાણ=પ્રશંસા
કશું=કાંઇપણ
ચિત્ત=મન
ઉણું રાખે=ઓછું રાખે, ઉણપ રાખે, ખામી રાખે
ચરણ તળે=પગનીચે
પસરી રહ્યું=ફેલાયું
સુરાતનકેરી=શૌર્યની
ખમાય=સહન થાય
ઝુઝે=ઝઝુમે
કશો=કાંઇ પણ
નામે=નામનો પણ
હસેજત=મજા
જોરસે=જલદીથી ઝટ
ટળશે=નાશ પામશે
તનનાં=શરીરના કવી
વિજય ચિત (બને)=મન ને જીતે
શાંતિ=નિરાંત

**અર્થ**—કસરત કરનારો માણુસ હોય તેનું શરીર ઘણું જબરૂં હોય છે, તેનું મન હમેશાં ખુશી રહે છે; તેનો ચહેરો પણ હસતો જણાય છે, તેનામાં યુક્તિઓ અને ચાલાકી પુરેપુરાં હોય છે, તે કામ કરવા પણ હિંમતથી ભરેલો જણાય છે, તે કામ કરી જોવાની ઇચ્છાવાળો અને શુરાતનની પ્રીતીની વાતોવાળો જણાય છે, તેની દરેક નસમાં જોર ફેલાઇ રહેલું જણાય છે, તેના ચાલવાથી પૃથ્વી ધ્રુજે છે. કાંઇ ગેરવ્યાજબી તેનાથી સહન થતું નથી, અને કાંઇ ખોટું કામ જોઇને તો તે મારવાને જ તલપી રહે છે.

હે ભાઇ! તું કસરત કરવાનો શોખ રાખ, એથી નામનો પણ રોગ તને પીડા કરી શકશે નહિ, હે ભાઇ કસરતના શોખથી વૈભવ ભોગવવાની પણ તને મજા પડશે. કસરત કરવાના શોખથી બધી જોગવાઇ જલદીથી મળશે, કસરત કરવાના શોખથી અનેક જાતના દુ:ખનો નાશ થશે, ભાઇ! શરીરની કસરતનાં હું કેટલાં વખાણ કરૂં! વિજયાશંકર કવિ કહે છે કે—એ તો કાંઇ પણ જાતની ઉણપ–ખામી રાખશે નહિ. મનને જીતાય છે અને શાંતિ મળે છે.

---

**પાઠ ૩૬ મો**

મૂળ=પહેલાનો, પ્રથમનો
જુલમ=ત્રાસ
વસ્યા=રહ્યા
ફેલાય=જઇને વસ્યા
આગળ પડતા=ઘણા મોટા વેપાર કરનારા
આગળ વધેલા
ઉતેજન=મદદ; આશરો
જેબ=શોભા
જંગી=જબરા; મોટા
સાહસિક=હિંમતથી કામ કરનાર
ખુલ્લા=ચોકખા
અશો=પવિત્ર
નિયમ=કાયદા
ઉપવાસ=ભૂખ્યા રહેવાનો
વતનીઓ=રહેનારા
ધર્મની ખાતર=ધર્મ સાચવવા માટે
આશરો=મદદ; આશ્રય

બુદ્ધિશાળી=સારી બુદ્ધિવાળા
જાહેર=સર્વનાજાણુવામાં
નર રત્ન=માણુસોમાં રત્ન જેવા ઉત્તમ પુરૂષ
અર્થે=માટે, કાજે, વાસ્તે
ખંચાતા=અચકાતા, પાછા પડતા
દર્શાવે છે=બતાવે છે
ચિન્હ=નિશાની
સખાવત=દાન
શબ=મડદું
દોખમુ=પારસીઓનાં મુડદાં મુકવાની જગા
ધર્મની ખાતર=ધર્મ સાચવી રાખવા માટે

---

## પાઠ ૩૭ મો.

દેખાવ=ચહેરો
વિકરાળ=ભય ઉપજાવે એવો બિહામણો
વગડાઉ=જંગલી
કરડી=આકરી
ભક્ષ કરે છે=ખાય છે
હુમલો કરતાં=મારવા જતા
ચુકતું=ભુલતું
ભુખાળું=ગમે તેટલું ખાવા છતાં ભુખ્યાં જેવું
સાવધ=સાવચેત રહેનારૂં
ભરાઉ=ગુચ્છાદાર
કુતરાંની જાતનાં=કુતરાને મળતાં
ભરપુર વાળથી=પુષ્કળ ભરેલી,વાળનાજથાવાળી
લલુચ્યુ=છેતરે એવું
વહેમીલું=વહેમવાળું
ભરાઇ=સંતાઈ
માંસાહારી=માંસ ખાનારૂં

---

## પાઠ ૩૮ મો.

વનસ્પતિ=ઝાડપાલો
કળશીઓ=સેટો
હડસેલી=ધકેલી; ઠેલી
પળે=વખતે
ગંદી=ખરાબ
તાજી=નવી, તરતની
શ્વાસમાં=દમ લેવામાં
તંદુરસ્ત=સુખી
દુર્ગંધ=નઠારી વાસ, ખરાબ વાસ
નિકો=મોરીઓ, ગંદુ પાણી જવાનો નિકાલ
નાકવાટે=નાકને રસ્તે
લયાંજ=શીખાંજ
ફરીજાય છે=અમુઝાય છે
તબીયત=શરીરના પ્રકૃતિ
ગરદી=ગીરદી; ભીડ; ઠઠ

---

## પાઠ ૩૯ મો.

મહેનત થકી=ઉદ્યોગથી
હરી=પરમેશ્વર
ફોગ=ફોગટ; નકામું
તોય=પાણી
ભરૂંસે=વિશ્વાસ
લુલુ=પાંગળું; લંગડુ
ધંધે=ધંધામાં; રોજગારમાં

આપ સમાન=પોતાના જેવું; પોતાની બરાબર
મેઘ સમાન=વરસાદની બરાબર
જોરાવર=બળવાન
સજ્જન=સારા માણસ
સાદુ=સહેલું
તક=વખત
તાકી રહે=જોઇ રહે
નિત્યે=નિત્યના; હમેશના

પોથી=ચોપડી
શીખે થકી=ભણવાથી
સંસાર=સંસારમાં
સહાય=મદદગાર
ફળ=પરીણામ
પરબળ=બીજાનું જોર
ભાગ્ય=નસીબ
મોટ=મોટી; વધારે
શ્રમ=મહેનત
ખોટ=તોટો, ગેરલાભ

ધણી=માલિક
તેહને=તેને
તત્ક્ષણ=તેજ વખત
વહિ જાય=જતા રહે
નિમથકી=નિયમથી
મુખપાઠ=મોઢે કરેલો પાઠ
લક્ષે=ધ્યાન આપવાથી
વકી=સંભવ
દરિદ્ર=દરિદ્રતા; ગરીબાઇ

**અર્થ**:—જો માણસો બધાં કામ મહેનતથી કરતા હોય તો પરમેશ્વર હમેશાં મદદગાર થાય ને તેનું ફળ નકામું જાય નહિ. ૧

૨ જે આપણે પોતે કરી શકીએ, તેવું બીજાના બળથી થઇ શકે નહિ, માટે આપણા જેવું કોઇ બળ નથી ને વરસાદના જેવું પાણી નથી.

૩ હે ભાઇ નસીબનો ભરોસો ન રાખતાં મોટો ઉદ્યોગ કરજે ઉદ્યોગ વગરજ નસીબ પાંગળું છે, તેથી ધંધામાં ખોટ આવે છે.

૪ ઉદ્યોગ ન કરવાથીજ આળસનું બળ વધે છે ને તે શરીર અને મનનું માલીક થાય છે, માટે તેને–આળસને ઝટ છોડી દઇને હે મારા માણસો ઉદ્યોગ કરો.

૫ કોઈ સાદું-સહેલું કામ કરવાની જ્યારે ઇચ્છા થાય, ત્યારે તે તરતજ સારી રીતે કરવું, નહિ તો તેનો વખત જતો રહે છે.

૬ આળસ, ગરીબાઈ અને દુઃખને જણે છે, એમ માની લેજો માટે ઉંઘને પણ વહાલી કરશો નહિ કારણ કે ગરીબાઇ તઇયાર થઇ રહે છે.

૭ મોટા મોટા મકાનો પણ રોજના નિયમથી પુરેપુરાં બંધાય છે. રોજના નિયમથી વાંચવામાં આવે તો ગમે તેવું પુસ્તક પણ મોઢે થઇ શકે છે, વળી રોજના નીયમથી ધ્યાન આપીને ભણવાથી વિદ્યા પણ શીખાય છે. વળી આ દુનીયામા નીતિ ઉદ્યમથી પળાય છે ને સુખ ને સુખની આશા રહે છે.

### પાઠ ૪૦ મો.

પતેતી=પારસી વર્ષનો છેલ્લો દિવસ; પ્રાયશ્ચિતનો દિવસ હાલ પારસીઓ આ દીવસ દિવાળી માફક ઉજવેછે.
તબક્કા=ભાગ
ઘંબાર=ઋતુ;
અહુરમઝદ=મહાન દેવ ખુદા
રિવાજ=ચાલ, રીત
ભાઇચારો=ભાઇઓના જેવા સંબંધ
એકઠો=ભેગો
અંતે=છેવટે; છેલ્લા ભાગમાં
બાપદાદા=પૂર્વજો; ઘરડાઓ
અનુસરે છે=ને પ્રમાણે વર્તે છે
આબાદ=ખીલેલાં
ઉત્પન્ન=પેદા
ઉત્પતિ=પેદાશ, જન્મ
સમય=વખત
દેહ=આત્મા
પાક=નિપજ તૈયાર થયેલું અનાજ
ભણે છે=બોલે છે, પઢેછે
અધ્યારૂ=સં. અધ્વર્યુ; પારસી ગોર
કરાવ છે=ગાથાભણાવેછે

---

### પાઠ ૪૧ મો.

પ્રવાહી=રેલો ચાલે એવો પાણી જેવો
ગર=વચ્ચેનો પદાર્થ ગર્ભ
રેસા=દોરી જેવો ભાગ
ઉત્તર=જવાબ
વસંતઋતુ=ચૈત્ર વૈશાખ એ મહિના
તા. ક. વસંતઋતુનો પાંચમો દિવસ તે વસંત પંચમી અને તેથી ખરી રીતે માઘ અને ફાલ્ગુન માસો. માઘ શુદિ એકમથી ફાગણ વદી ૦)ના દિવસો.

પોષક=પોષણ આપનાર
સખ્ત=કઠણ મજબુત
લાંબો વખત=ઘણાં વર્ષ સુધી.
ડાળી=ફણગો

---

### પાઠ ૪૨ મો.

ડાળીઓ=ઝાડોની શાખાનો ભાગ
વડવાઈ=વડની મુળીઓ
જટા=ચોટલી
જોગ=તપ કરનારા
વેષધારી=વેષ ધારણ કરનારા, ઢોંગી, ડોળ કરનારા
પવિત્રાઇ=ચોકખાપણું
શુધ્ધ=ચોકખાં
જગદીશ=પરમેશ્વર; જગતના માલીક
વૈકુંઠ=વિષ્ણુંનુ સ્થાન
ગર=વચ્ચેનો પોચોપદાર્થ
ગુંચવાય છે=ગુંચાય છે
ડોળ=ધાટ
જટા ધરે=લાંબી ચોટલી રાખવાથી.
વડલા=વડવૃક્ષ, વડનું ઝાડ
કુંડાળા જેવું=ગોળાકાર
પડ=થર
ગાંઠા=સાંધા

---

### પાઠ ૪૩ મો.

યાદગીરી=સંભારણું
અલ્લાહ=સર્વશકિતમાન ઇશ્વર
તંદુરસ્તી=આરોગ્ય; શરીરની સુખાકારી
નોંધે છે=લખે છે.
લીન=એક ચિત્ત
તખતી=લેખ
શરીફ=પવિત્ર
શબે કદ્રની રાત=સત્તાની રાત, ઉત્સવ તરીકે પાળવાની.
ગેબી=કયાંથી આવે છે તે સમજાય નહિ એવો, આકાશમાંથી,ગુપ્ત,છાનો
સ્તુતિ વાકયો=વખાણનાં વચનો
ઉત્સવ=આનંદનો દિવસ
મશગૂલ=એકતાન
કિતાબ=પુસ્તક
બંદગી=સ્તુતિ
ગુજારવાને=ગાળવાને
દેવતાઇ=દેવ જેવા; દિવ્ય
નજરે=આંખે; દ્રષ્ટિએ
પ્રગટ કર્યું=ઉત્પન્ન કર્યું
પર્વરદીગાર=પાળનાર, પરમેશ્વર

---

### પાઠ ૪૪ મો.

ઘડપણ=વૃદ્ધાવસ્થા, ઘરડાપણું
કાળ=વખત
પાદર=ગામની ભાગોળ
ઉજળા=સફેદ, ધોળા
ભાવે=ગમે, સારા લાગે
કાયા=શરીર
ગોળી=પાણી પીવાનું ભરી રાખવાનું વાસણ-

| | | |
|---|---|---|
| સેવ=સેવો, ઘઉંની સુતર જેવી બનાવેલી | જોબન=જુવાની | ટેવ=ખો; ખોજ |
| રાબડી=મકઇ ઘઉં કે બાજરીના લોટનો ઘી અને ખાંડથી બનાવેલો નરમ પદાર્થ | ઉમર=બારણાનો ઉમરો | ગંગા=ગંગા નદી જેટલી દૂર |
| | અંગે=શરીરે | સૂઝે=દેખાય |
| | નાનપણે=નાની ઉંમરમાં; જુવાનીમાં | કાયા=શરીર |
| | કેશ=વાળ | ધ્રૂજે=કંપે; હાલે |

**સમજુતી**–ભકિત કવિ નરસિંહ મહેતા ગાય છે.

(૧) આ ઘરડાપણું કોણે મોકલ્યું. હું તો જાણતો હતો કે જુવાની બધો વખત રહેતી હશે, પણ હું તો ઘરડો થયો. આ ઘડપણ કોણે મોકલી આપ્યું ?

(૨) આ હાલતમાં ઘરનો ઉમરો પણ ડુંગર જેવો ન ઓળંગી શકાય એવો બન્યો. ગામની ભાગોળ દૂરના દેશ જેવી બની, પાણી પીવાનું ભરી રાખવાની ગોળી ગંગા નદી જેટલી દૂર થઇ અને શરીર ઉપરનાં વાળ સફેદ થયા આવું ઘડપણ કોણે મોકલી આપ્યું ?

(૩) નાની ઉમરમાં દાંત મજબુત હોવાથી લાડવા ખાવાના ગમે છે, પણ વૃદ્ધવસ્થામાં સેવો ખાવાની ગમે છે અને દરરોજ રાબડી પીવાને જોઇએ છીએ એવી ઘડપણની ખરાબ ટેવ છે. આવું ઘડપણ કોણે મોકલી આપ્યું ?

(૪) આવી સ્થિતિમાં આંખે દેખાતું નથી, શરીર હાલ્યા કરે છે, ખાધેલો ખોરાક પચતો નથી, અને બેસી રહેવાતું નથી. આવું ઘડપણ કોણે મોકલી આપ્યું ?

## પાઠ ૪૫ મો.

જેમતેમ=પરાણે
અટકચાળાં=અડપલાં કરનારો
પાર=છેડો
નાથ=ધણી
ગતિ=દશા
વનદેવી=વનની દેવતા
નમ્ર=વિવેકી
ધરશે=લાવશે
ગરિષ્ટ=અહંકારી
સમણા જેવું=સ્વપ્ના જેવું
દુકાન=હાટ
મેદાન=હડ, ટોળું
વિટળાઇ વળતા=ચારે તરફ ફરી વળતાં
છુટકો=મોક્ષ, મુક્તિ, છેડો, અંત, નિકાલ
મિઠાઇવાળો=કંદોઇ મીઠા પદાર્થો વેચનાર
મન માનતું-મનને ભાવે એવું, મનને રૂચે એવું
છુંદી-કચરી
જીવન-નિર્વાહનું સાધન
બોલી-વચન
જાદુઇ-જાદુઇવાળી, જાદુગરના જેવી
મોહ પામી-પ્રેમ લાવી
અભિમાન-અહંકાર, ગર્વ
સધાશે-જોડાશે
ગુમ થઇ-સંતાઇ ગઇ, અલોપ થઇ
ખાતરી-સાબિતી
ભોજન કરો-ખાઓ, જમો
ચકિત-અજાયબ

---

## પાઠ ૪૬ મો

ફરી ગયું-બદલાઇ ગયું
વિરૂધ્ધ-ઉલટો
રજા-પરવાનગી
વાણી-બોલ
પ્રધાન-મોટો કારભારી, દિવાન
કબુલે-માને
ફાંફા-ખાલાં; ગોથાં
મેળવવાને-જોડવાને
"તડાક દઇને"-"તડમ" અવાજ કરીને
પ્રાર્થના=અરજ
વળ્યું=બન્યું
માલીક=ધણી
ગુજરાન=નિર્વાહ, પોષણ
નિંદે છે=વખોડે છે
હાલત=સ્થિતિ
રાજમહેલવાસી=રાજાના મહેલમાં રહેનારાં
એકાંતમાં=કોઇ માણસ ન હોય એવી જગ્યાએ
ફાવે છે=અનુકુળ પડે છે માફક આવે છે.
શિક્ષા=દંડ
કાબેલ=હોશિયાર
લાયક=હોશિયાર
નીચ કુળની=હલકા કુળની
વૈભવ=મોજ મઝા

ઉછર્યાં હોય=મોટા થયા હોય

---

**પાઠ ૪૭ મો.**

આવરદા=આયુષ્ય જીવન
મૃત્યુને વશ થાય છે=મરણ પામે છે.
મુડદાલ જેવા=મડદા જેવા
યંત્ર=સંચો
બિમારી=મંદવાડ
જન્મથી=જન્મે ત્યારથી
પુરાવો=પુરો કરવો, ઉમેરવો
પરિશ્રમ=મહેનત
સ્વાદિષ્ટ=સ્વાદવાળું
ચક્કર આવવા=ફેર ચઢવા
ભાગ્યશાળી=નશીબદાર
ચઢતી વયમાં—જુવાનીમાં
ઢીલા—નરમ
પુષ્ટ—શરીરે તાજા
વિકારી—વિકાર કરે એવું રોગ કરે એવું
પાચનશક્તિ—પચાવાની શક્તિ
અમીર—મોટા માણસ
લહેજત—મઝા
જીંદગી—જીવન

---

**પાઠ ૪૮ મો.**

તરેહવાર—જુદીજાતનું
ઢાંકણુ—ઉપરનું ચામડું ઢાંકવાનું સાધન
પેટ ઘસડો—પેટ જમીનને ઘસડાતુ જાય એવી રીતે વર્ણવ્યું છે લખ્યું છે
અર્ધે રસ્તે—મધ્ય ભાગમાં, ચાલવાની લંબાઇના અર્ધા ભાગમાં
નિરાંતે—સુખથી
ઉતાવળા સો બહાવરા—ઉતાવળે કામ કરવા જતાં ગભરામણ થવાથી પાછા પડી જવાય છે
ધીરા સો ગંભીર—ધીમાશથી કરેલું કામ શાંતિથી સારી રીતે થાય છે
સંકોચી લે છે—સાંકડું કરી લે છે ખેંચી લે છે.
સરત—હોડ, કબુલાત
સરખી રીતે—એકની એક ચાલમાં

**બોધ**—આપણે કોઇ પણ કામ કરવામાં ઉતાવળા થવું નહિ ધીમાશથી અને શાંતિથી એક સરખી રીતે કરવાથી તેમાં થાકી જવાતું નથી તેમ અકળામણ પણ થતી નથી, તેથી તે કામ સારી રીતે પાર પડે છે.

---

પાઠ ૪૯ મો.

કોટ—ગળે
સુત—કુંવર; દીકરો
કયે—કયે ઠેકાણે
સ્તંભ—થાંભલો
નિરખતો—જોતો
હૈયામા—મનમાં
હઠ—જીદ, જક
દધીનું—દહીનું
કજ્યું—ભાંગ્યું
અનુખળે—ઉખળા સાથે, ખાંડણી સાથે
પ્રાણવલ્લભ—જીવ જેવો વહ લો
બળતર—સંસારનો સંતાપ
દયાના—કવિ દયારામના
છોડવ્યો—મુકાવ્યો
દેવ—પરમેશ્વર
સ્ફાટિક—એક જાતનો ઉત્તમ મણી
પ્રતિબિંબ—પડછાયો
તેહની—પડછાયાની
હરખતો—રાજી થતો
શ્યામ—શ્રી કૃષ્ણ
પાત્ર—વાસણ
રાંક—ગરીબ

ઢાળ.

મારો કુંવર એવો ગળે વળગતો કે છોડાવ્યો છુટતો હતો પણ નહિ. તે મારો પુત્ર કયાં ગયો, હે પરમેશ્વર હું હવે કયાં જાઉં.

કિંમતી સ્ફાટિક મણીના થાંભલામાં પોતાનો પડછાયો તે જોતો. પડછાયા સાથે રમવાને તે મનમાં ઘણું રાજી થતો.

તે હઠીલો થવાથી તેને જ્યારે વળગીને માખણ આપવામાં આવે અને તે જ્યારે હેઠું પડી જાય ત્યારે ઓ મા આ તો નથી ખાતો એમ કહીને તેને માટે શ્રીકૃષ્ણ રડતા હતા.

એક વખત દહીં ભરવાનું વાસણઃએનાથી ભાગ્યું એ તેનો વાંક થયો, તેને માટે મેં ખાંડણીઆ સાથે બાંધ્યો ત્યારે તે ગરીબ જેવો થઇને બેસી રહ્યો.

તે વખતનું એનું મોઢું મને યાદ આવે છે. તે દિલગીરીમાં મારૂં હૈયું બળે છે. જેથી દયારામ કવિના પ્રાણથી પણ વહાલા જે પ્રભુ, તે જો મળે તો આ સંસારનાં સર્વે દુઃખ નાશ પામે.

## પાઠ ૫૦ મો.

પત્ર–પાંદડું; કાગળ
તાડ પત્ર–તાડનાં પાંદડાં
ભોજપત્ર–બરફવાળા પહાડમાં થનારા ઝાડના પાંદડાં.
વર્તમાનપત્ર–ચાલતા વખતની હકીકત બતાવનારૂં ચોપાનીયું.
આમ–આવી રીતે
પારદર્શક–આરપાર જોઇ શકાય એવો
ઢાંકવાનાં–ઢાંકી મુકવાનું ઢાંકણું; ઢાંકવાની વસ્તુ
સમાજો–મંડળો
અગત્યની–જરૂરની; કામની
બનાવટ–બનાવવાની રીત
રેસાવાળા પદાર્થો–દોરા જેવો ભાગ જેમાંથી નીકળે છે તે પદાર્થ
શુમારે–આશરે
કચુંબર–પરચુરણ કરેલા ટુકડા.
પિંડ=ગોળા.
પ્રવાહી=નરમ, પાણી જેવો.
નીતરી જાય=ગળી જાય નીકળી જાય.
પરદેશ=બીજા દેશ.
દાખલો=દ્રષ્ટાંત.
સુધારેલા=કેળવણી પામેલા.
સેવા બજાવે છે=કામ કરે છે.
ખ્યાલ=વિચાર.
દુર કરવા=કાઢી નાંખવા
અગાઉ=પહેલાં
જામી જાય=ઠરી જાય છે
સફાઇ=સુંવાળું, થએલુ ચોખ્ખુ
આધાર=ખાસરો

---

## પાઠ ૫૧ મો.

ભેદ=તફાવત
વિકાસ પામી=મોટું થઇ વધીને
મુખ્ય નસ=ધોરી નસ,
નરી આંખે=એકલી આંખથી, કાચ કે એવી વસ્તુની મદદ વગર ખુલી
ઉઘડે છે=ખુલ્લાં થાય છે
મુખ=મોઢુ
કચરાનાં=ધુળ કે એવા બીજા પદાર્થનાં.
અંકુર=ફણગો
નસો=રેષા
છત્તર=છત્રી
છિદ્રદ્વારા=છિદ્રને રસ્તે
જીવનને=જીવવાને
પડ=થર
ચિમળાઇ=કરમાઇ
નહિતર=નહિ તો
તોડી નાંખીએ=ચુંટી નાંખીએ
મરી જાય=સુકાઇ જાય

---

## પાઠ ૫૨ મો.

ગોઠીઆ=સોબતી, ભાઇબંધ

સાંસા પડવા માંડયા=અડચણ પડવા માંડી દુઃખ પડવા માંડયું

દબાણ=આગ્રહ

બાળસ્નેહી=નાનપણની પ્રીતીવાળા, બાળાપણના મિત્ર

ખિજવાઇ=ચીડાઇ. ગુસ્સે થઇ.

ખાખ=રાખોડી.

ગુફા=કોઇ જોઇ શકે નહિ એવી જગા.

ભંગાણ પડયું=ઉંઘમાંથી જાગ્યો

વિધિ=ક્રિયા,

હરણ કરવું=છાનામાના લઇ જવું

લગ્ન કર્યું=પરણ્યા

આળ=ખોટું તહોમત

શોધવા=ખોળવા

પારિજાતકનું ફુલ=ઇંદ્ર-વૃક્ષનું ફુલ

મનાવ્યું=રાજી કર્યાં

મહેણાં=ખોટાં વચન, માઠું લાગે એવા બોલ.

રિસાયાં=રૂસણું લીધું

અણબોલ્યા=બોલ્યા વગર

---

## પાઠ ૫૩ મો.

સત્કાર કર્યો=આવકાર દીધો.

ખમી રહ્યા=સહન કરી રહ્યા.

સહનશીલતા=સહન કરનાર

ફોજ=લશ્કર

સારથિ=રથ હાંકનાર

રણમાં=લડાઇમાં

ગોઠવાયાં=ઉભાં રહ્યા

ખેદ પામ્યા=સગાઓને જોઇ મન પાછું હઠયું, દુઃખ ઉપજ્યું, ગળગળા થયા.

ગીતા=શ્રી કૃષ્ણ ભગવાનના ઉપદેશનું પુસ્તક

જ્ઞાન=ઉપદેશ, બોધ

નિર્ધાર=નકકી

ભગવદ્ગીતા=ભગવાનના ઉપદેશનું પુસ્તક

ધર્મ પુસ્તક=ધર્મના નિયમોનું પુસ્તક

સંસારસુ=સંસારમાં

સરસો=રળગેલો, આનંદ પામનાર

દાસ=ભક્ત, સેવક

લેપાય નહિ=મોહ પામે નહિ, ન્યારો રહે.

ફરજ તરિકે=ધર્મ માનીને

પરિણામ=ફળ

સમાધાન=શાંત્વન

મચ્યા પચ્યા=વળગ્યા

ફરજ બજાવી=કામ કરી

અત્યંત=વધારે, ઘણા

આતુર=ઇચ્છાવાળા

કુંઠ=સ્વર્ગ.

અઢીંગી=ટેકો દઇ

---

### પાઠ ૫૪ મો.

નાગદમન=નાગને વશ કરવો તે.
જળકમળ=પાણીમાંના કમળને
છાંડી=છોડીને
સ્વામી=ભરથાર
જાગશે=ઉંઘમાંથી જાગૃત
બાળહત્યા = બાળકને માર્યાનું પાપ
ભુલ્યો=ભુલો પડયો.
વેરીએ=દુશ્મને
વળાવિયો=મોકલ્યો; રસ્તો બતાવ્યો વળાવાનું કામ સારે રસ્તે ચઢાવવાનું છે, પણ અહીં કવિએ "અવળે રસ્તે ચઢાવ્યો" એવા અર્થમાં "વળાવિઓ" શબ્દ વાપર્યો છે.
નિશ્ચય=નક્કી
કાળ=મોત
કાળજ ખુટયો=આવી બન્યું, મોત આવ્યું
અહિંયાં=આ ઠેકાણે
નાગણ=નાગની સ્ત્રી
નાગનું શીશ=નાગનું માથું
કોડામણો=દેખાવડો, રૂપાળો, મનોહર, વરણાગીઓ.
અળખામણો=હેત વગરનો, વહાલો નહિ તે
નટવર=નાચનારામાં શ્રેષ્ઠ
કહાનડો=કાનુડો, શ્રીકૃષ્ણ, નંદ યશોદાનો બાળક પુત્ર
લાખ સવાનો=સવાલાખ રૂપીઆનો
દોરીયો=દોરો, સોનાથી ગુંથેલી સેરોનું ઘરેણું
ચરણ ચાંપી=પગ દાબી
બળવંત=બળવાળા, જોરાવર, શુરવીર
બારણે=આંગણે
નાથિઓ=નાક વીંધી તેમાં દોરી ઘાલીને વશ કર્યો
ફેણ=માથાની ફેણ
ગાજે=ગર્જના કરે
વિલાપ કરે છે=મોટેથી રડે છે, રાગ કાઢીને રડે છે
કંથને=સ્વામીને, ભરથારને, ધણીને,
ભગવંત=ભગવાન
મોતિએ=મોતી વડે
નરસૈયાના નાથ=શ્રીકૃષ્ણ ભગવાન
શીદ=શા માટે, શા કારણે
જુગટુ=જુગાર, પાસાની રમત
કોડીલો=હોંશીલો, ઉમંગી મોજીલો; રૂપાળો
નહાનકડો=નાનો
જગાવિયો=જાગ્રત કર્યો
ફુંફવે=ફુંફાડા મારે
હાથીઓ=હસ્તક નક્ષત્રમાં

| | | |
|---|---|---|
| હાથીઆ નક્ષત્રમાં | અપરાધી=ગુન્હો કરનારા | વધાવિયા=પોંક્યાં |
| વિનવે=વિનંતી કરે | થાળ ભરી=થાળી ભરીને | છોડાવ્યો=મુકાવ્યો |

"કોડિલો" અને "કોડામણો"નો અર્થ એકજ છે.

**સમજુતીઃ**-(૧) નાગણ શ્રીકૃષ્ણને કહે છે કે તું પાણીમાંના કમળને છોડીને ચાલ્યો જા, નહિ તો અમારા સ્વામી ઉંઘમાંથી જાગૃત થશે તો તને મારશે તેથી મને બાળકને માર્યાનું પાપ લાગશે. માટે પાણીમાંના કમળને છોડીને તું ચાલ્યો જા.

(૨) નાગણ કહે છે–હે બાળક તું રસ્તે ભૂલો પડયો છે. કે તારા કોઇ દુશ્મને મોકલ્યો છે, તું અહીયાં શા માટે આવ્યો છે. નક્કી તારૂં મરણ આવી પહોંચ્યું છે. માટે પાણીનાં કમળને છોડીને તું ચાલ્યો જા.

(૩) શ્રી કૃષ્ણ કહે છે–હે નાગણ હું કાંઇ મારગ ભુલ્યો નથી કે મારા દુશ્મને મોકલ્યો નથી. મથુરા નગરીમાં જુગાર રમતાં હું નાગનું માથું હાર્યો છું તે લેવાને આવ્યો છું, પાણીમાંના કમળને છોડીને ચાલ્યો જા.

(૪) નાગણ કહે છે–તું રંગમાં સારો છું, રૂપમાં પુરેપુરો છું, તું હોંશીલો ને દેખાવડો દીસે છે, તારી માતાએ કેટલાને જન્મ આપ્યો છે કે તેમને તું અળખામણો છે. માટે પાણીમાંના કમળને છોડીને ચાલ્યો જા.

(૫) શ્રીકૃષ્ણ કહે છે–મારી માતાએ ઘણાને જન્મ આપ્યો છે, તેમાં હું તેનો નાચનારામાં શ્રેષ્ઠ છું, તારા નાગને જગાડ. મારૂં નામ કાળો કૃષ્ણ છે. પાણીમાંના કમળને છોડીને તું ચાલ્યો જા.

(૬) નાગણ કહે છે–સવા લાખનો હાર છે તે તને આપું છું. આ દોરો પણ આપું છું, કૃષ્ણ કહે છે–હે નાગણ તારે ઘરમાં ચોરી શા માટે કરવી. પાણીમાંના કમળને છોડી ચાલ્યો જા.

(૭) પગ દાબીને અને મુછ તાણીને નાગની સ્ત્રીએ કાળા નાગને જગાડયો, ને કહ્યું હે શૂરવીર તમે ઉઠો. આપણે આંગણે કોઇ બાળક આવ્યો છે, પાણીમાંના કમળને છોડીને ચાલ્યો જા.

(૮) બન્ને બળવાન બાથે પડયા, કૃષ્ણે કાળી નાગને નાક વીંધીને દોરી ઘાલીને વશ કર્યો. તે તેની હજાર ફણાઓએ ફુંફાડા મારે છે, તે અવાજ હાથીઆ નક્ષત્રમાં આકાશ ગાજતું હોય તેવો લાગે છે. પાણીમાંના કમળને છોડી તું ચાલ્યો જા.

(૯) સઘળી નાગની સ્ત્રીઓ લાંબા રાગથી રડે છે, એટલા માટે કે અમારા નાગને ઘણું દુઃખ આપશે. તેને મથુરા નગરીમાં લઇ જશે અને કાળી નાગનું માથું કાપી નાખશે પાણીમાંના કમળને છોડીને તું ચાલ્યો જા.

(૧૦) નાગણો બે હાથ જોડીને વિનંતિ કરે છે કે હે સ્વામી હમારા ભરથારને છોડી દો. અમે કાંઇ પણ સમજ્યાં નથી ને અપ-રાધી છીએ. અમોએ તમો ભગવાનને ઓળખ્યા નહિ પાણીમાંના કમળને છોડીને ચાલ્યો જા.

સરવે નાગણોએ મોતીનો થાળ ભરીને શ્રીકૃષ્ણે વધાવી લીધા અને નરસી મહેતાના નાથ શ્રીકૃષ્ણ પાસેથી નાગને છોડાવ્યો, પાણી-માંના કમળને છોડીને ચાલ્યો જા.

### પાઠ ૫૫ મો.

સોલંકી=રજપુતની એક જાત
પાછું=ફરીથી
ચાવડા=રજપુતની એક જાત
હાથ ગયું=હાથમાંથી ગયું કબજામાંથી ગયું
અપાસરો=જૈનના સાધુઓને રહેવાની જગા સં. ઉપાશ્રય
પજવવાં=દુઃખ દેવાં, નડવાં
લુંટારૂ=લુટ કરનારા
પરોણાગત=ચાકરી
પધરાવી=સ્થાપના કરી
પદવી=હોદ્દો; સત્તા
પ્રધાન=હાલ જેને દીવાન કહે છે તે, મોટો કારભારી
થાણું=મુકામ
છોડાવી=મુકાવી
તીલક=ટીલું
દેરાસર=જૈનોનું મંદિર

---

### પાઠ ૫૬ મો.

જિંદગીને=જીવવાને
ઝરણો=વહેળા
વજન=ભાર, તોલ
વરાળ=ગરમીથી થયેલું પાણીનું બીજું રૂપ
બરફ=કરા, ઠરી ગયેલું પાણી
ટાંકાં—જમીનમાં છોબંધ ટાંકી કરી હોય તે
કોગળીયું=કોલેરા
સરોવર=મોટું તળાવ
સાગર=મહાસાગર; મોટો દરિયો
કોબીજ=કરમકલો
રૂપમાં=ઘાટમાં; આકારમાં
ફાટી નીકળ્યો=ચાલતો થયો

---

### પાઠ ૫૭ મો.

મિનિટ=કલાકનો સાઠમો ભાગ
કલાક=દિવસનો ચોવીસમો ભાગ
આંક=અંક; આંકડો

### પાઠ ૫૮ મો.

કાપ=સરખા ભાગ કરેલા લીટા
સહેજ=થોડાક
કમ=ઓછી
ખસેડું છું=આઘે કરૂં છું; ખેસવું છું

---

### પાઠ ૫૯ મો.

કલેક્ટર=જીલ્લાનો ઉપરી અધિકારી
સદર મથક=રહેવાનું સ્થળ
સંગમ=બે નદીનો મેળાપ થાય તે જગા
મહાભારતનો સમય—કૌરવ પાંડવની લડાઈનો વખત

માતબર=પૈસાદાર
છાવણી=મુકામ
કુંડ=ચારે બાજુએ બાંધકામ કરેલું હોય એવું તળાવ
પીડાતો=દુઃખ પામતો
અદ્ભુત=નવાઇ ઉપજાવે એવો
ફરતાં=ચારે તરફ
મથાળા ઉપર=ઉપરની બાજુએ
કમાન=કામઠાના આકરની દરવાજા જેવી
સીડી=નીસરણીનાઘાટના પત્થરના બાંધેલી
પુસ્તકાલય=પુસ્તકો એકઠાં કરેલાં હોય એવું ઠેકાણું, લાયબ્રેરી
સ્વાધીન=તાબે; કબજે
અકીક=એક જાતનો કિંમતી પત્થર
જોમ=બળ, જુસ્સો
પત્તો=શોધ, જડવું તે

વિશાળ=મોટો
ટંગાવવા=લટકાવવા
પ્રસિદ્ધ=પ્રખ્યાત;જાણીતું
સાહસિક=હિંમતથી કામ કરનાર
સ્વર્ગસ્થ=સ્વર્ગમાં વસેલ
ભરચક=ભરેલો
ધીરધાર=લેવડ દેવડ, નાણાંની આપલે કરવીતે
કુશળ=હોશિયાર
આગળ પડતા=ઘણી કેળવણી પામેલાં
નરરત્નો=ઉત્તમ પુરૂષો
વતની=રહેનારા
રસાળ=ફળદ્રુપ; કસવાળી
પત્તો=શોધ; જડવું તે

---

## પાઠ ૬૦ મો

જાત્રાના=તીર્થના
દંતકથા=મોઢાની વાર્તા
વૃદ્ધ=ઘરડો
હરજી=શ્રીકૃષ્ણ ભગવાન
ભુલ્યો=વિસર્યો

ગાન=ગાયન; ભજન
ધન્ય=શાબાશ
વહેલ=ગાડું
વાયુથી વિશેષ=પવનથી પણ વધારે જોરથી
સાખી=સાક્ષી, નિશાની મુકી
લીંબ હેઠ=લીમડાનીનીચે
ભેટ=ભગવાનના આગળ કાંઇ રોકડ રકમ મુકવીતે
મુર્તિ=પ્રતિમા
પરમ=મોટા
ચિંતા=ફિકર
દેહનું ભાન=શરીરની શુદ્ધિ
કુરબાન=સફળ; ફળદાયી
વાંલે=ભગવાને
નૂર=તેજ
દાખ્યું=બતાવ્યું
ગોપાળ=શ્રી કૃષ્ણ
સંઘ=જાત્રાળુ લોકો
નીરે=નાંખે.
ચાર=ચાસ

| | | |
|---|---|---|
| પુર્યા=પુરા કર્યા. | પુજારી=પુજા કરનાર | ટાળ્યા=કાઢી નાંખ્યા |
| મજલ=મુસાફરી | તુલા કરી=તોળી, જોખી | કઠિણતા=કઠણાશ |
| ગુરૂ પ્રતાપે=ગુરૂની મહેરબાનીથી | પલ્લામાં=ત્રાજવામાં | ભવ્ય=સુંદર, મોટી અને શોભિતી |
| કોડ=હોંસ, ભાવ, ઉત્સાહ, ઇચ્છા, ઉમેદ, | નાઉમેદ=નિરાશ | પંથ=ધર્મનો ફાંટો |
| નરભે=નરમેરામ કવિ | પદ્ય=પદ, કવિતા | સર્યો=ફેલાયો |
| | ભાળ્યા=જોયા | |
| | સંદેહ=મનના વહેમ | |

---

## પાઠ ૬૧ મો.

**વીરાનાં વારણા.** — ભાઇનાં ઓવારણાં. વહાલાં માણુસોને કોઇને ખરાબ નજર ન લાગે કે માઠું ન થાય માટે ઓવારણાં લેવાય છે વહાલાંને માથે હાથ ઉતારી ટાચકા ફોડી ખરાબ નજર ઉતારવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ખમ્મા=તારૂં ભલું થાઓ | વિરાજે=શોભે | વાવેલાં હોય એવા બાગ |
| મોઘામુલો=ઘણો કીમતી | રાજમંદિરે=રાજ દરબારમાં | કુળ=વંશ, ઓલાદ |
| સુહાગી=સોભિતો, સુંદર | પારણે=ઘોડીઆમાં પારણામાં | ઉરનો=હૈયાનો |
| ગગન ચાંદલો=આકાશમાં રહેલો ચંદ્રમા | ફુલવાડી=ફુલનાં ઝાડ | માવડી=હેતવાળી માતા |
| રાજ=રાજા | | દીધી=આપી |
| | | દેવે પરમેશ્વર |

લી. ૧–૩ મારા ભાઇને ઘણી ખમ્મા ! હું તેના ઓવારણાં લેવાને જાઉં મારો ભાઇ ઘણોજ મોઘા મુલવાળો છે ! એવા મારા ભાઇને ઘણી ખમ્મા !

લી. ૪–૬ એક તો આકાશમાં રહેલો ચંદ્રમા ઘણો શોભિત તેવો બીજો મારો ભાઇ શોભે છે ? એવા મારા ભાઇને ઘણી ખમ્મા !

લી. ૭–૯ રાજા તો દરબારમાં શોભે છે, તેવીજ રીતે મારો ભાઇ પારણામાં શોભે છે ? એવા મારા ભાઇને ઘણી ખમ્મા !

લી. ૧૦–૧૨ ચંપાનું ઝાડ ફુલવાડીમાં ખીલી રહે છે ? તેવીજ રીતે મારા વંશમાં મારો ભાઇ ખીલે છે ? એવા મારા ભાઇને ઘણી ખમ્મા !

લી. ૧૩–૧૫ એક તો મારા હૈયાનો આનંદ છે, તેવોજ બીજો આનંદ મારો ભાઇ છે ? એવા મારા ભાઇને ઘણી ખમ્મા !

લી. ૧૬–૧૮ પરમેશ્વરે મને હેતાળુ મા આપેલી છે, તે માતાએ મારો ભાઇ આપેલો છે ? એવા મારા ભાઇને ઘણી ખમ્મા ? હું ભાઇનાં ઓવારણાં લેવાને જાઉં.

---

# પુસ્તક ૩જાના ડિકટેશનના અઘરા શબ્દો.



| | | |
|---|---|---|
| કાંતિમાન | લક્ષ્મીવિલાસ | ગોવર્ધન |
| પૂછયું | ઈસારત | અન્નકુટ |
| વિશ્વાસ | પ્રસન્ન | નૈવેદ્ય |
| યુક્તિ | સિદ્ધપુર | આગતાસ્વાગતા |
| દુનિયા | દ્વારકા | યમદ્વિતીયા |
| ગર્વ | શૌર્ય | પૂછડી |
| બુદ્ધિ | હલેજત | છિદ્ર |
| અવશ્ય | પ્રશંસા | તીવ્ર |
| કુકડે કુઉક | વિજયી | કૃપાળુ |
| પ્રાચીન | બ્રાહ્મણ | પ્રખ્યાત |
| અભ્યાસ | સ્વર્ગ | શ્રીમંત |
| વસ્તી | નિર્ભય | યાદદાસ્ત |
| વન્ય પક્ષી | રાજ્યાભિષેક | અત્યંત |
| પ્રાણી | દરિદ્રતા | સંગ્રઃસ્થાન |
| ભુલ ભુલામણી | તથાસ્તુ | ગમ્મત |
| હિંદુસ્તાન | વસ્ત્ર | ગર્વિષ્ટ |
| કલકત્તા | સગાંસ્નેહી | સ્નેહાળ |

| | | |
|---|---|---|
| પચરંગી | મર્કટ કંઠ | પરાક્રમ |
| મશ્કરી | ઉત્તાનપાદ | પરસ્પર |
| કદ્રુપી | સુરૂચિ | સજ્જનતા |
| લક્કડખોદ | વૈકુંઠરાય | પર્જંતા |
| ઊંઘટો | મૃગલી | દુરાત્મા |
| દર્મિયાન | નિશ્ચય | દ્વારિકાધીશ |
| ચતુર્દશી | ભક્તિ | ઉદ્ધાર |
| પૃથ્વી | ઘરસુત્ર | શંખોદ્ધાર |
| શ્રી કૃષ્ણ | સુગંધીદાર | પ્રભાસપાટણ |
| પ્રસરાવ્યો | પ્રાંતિક | પ્રાચીન |
| જ્ઞાનેશ્વર | કાષ્ટિક | સ્થાપના |
| ઇંદ્રાસન | પદાર્થ | ચૂરેચૂરા |
| વિષ્ણુ | યુદ્ધ | અહલ્યાબાઇ |
| અનિરૂધ્ધ | કિષ્કિંધા | યાત્રાળુ |
| બ્રિટિશ | ફતેહ | રામમૂર્તિ |
| અંગ્રેજ | મહિષાસુર | સર્જ્યાં |
| અતિ પવિત્ર | સંક્રાંત | કર્તા |
| શંકરાચાર્ય | અન્યોન્ય | ઉદ્યોગ |
| ક્રુર | તથાસ્તુ | પ્રોફેસર |
| શિક્ષા | તિલગુળ | સદાવ્રત |
| બ્હેરા | ઉત્સવ | ધક્કો |

| | | |
|---|---|---|
| શ્રેણી | બુદ્ધિશાળી | મક્કાસરીફ |
| પરમેશ્વર | નરરત્ન | પ્રદક્ષિણા |
| સદ્ગુણ | જરથોસ્ત | ધર્મપુસ્તક |
| પ્રભુકૃપા | અગ્નિ | શુક્રવાર |
| કાશ્મીર | ચિહ્ન | સંધ્યાકાળ |
| વૃદ્ધ | અંધારૂ | મુચુકુંદ |
| આનંદામૃત | પ્રિય | વિદર્ભ |
| શુદ્ધ | ખુલ્લું | રૂક્મિણી |
| મસ્જીદ | સુકીર્તિ | સત્રાજિત |
| અલ્લાહ | લ્હાણાં | સત્યભામા |
| ધિક્કાર | વ્હાલાં | ઈંદ્રાદિક |
| ધર્મચુસ્ત | ઉત્પત્તિ | ઈંદ્રાવૃક્ષ |
| ઉત્પન્ન | શ્લોક | ગોવિંદજી |
| શ્રવણ | પ્રવાહી | મંદિરિયું |
| યાત્રા | વૈકુંઠ | રાજસૂય યજ્ઞ |
| પ્રદેશ | રબીઉલઅવ્વલ | પવિત્ર |
| દંતકથા | વિદ્વાન | સાહિત્ય |
| સુન્ની | સ્તુતિવાકયો | સ્પર્શ |
| નક્કર | ભવિષ્ય | ધર્મક્રિયા |
| મૂળદ્રુપ | ઈસ્માઈલ | સંસ્કૃત |
| ચગદેઝર્દ | પરવરદીગાર | બેહસ્ત |

| | | |
|---|---|---|
| ઘુચ્ચું | બાળસ્નેહી | સરસ્વતીચંદ્ર |
| સુંઘ્યું | દુર્યોધન | સ્વર્ગસ્થ |
| વનસ્પતિ | અર્જુન | બુદ્ધિશાળી |
| દુર્ગંધ | ભગવદ્દગીતા | મૂર્તિ |
| સ્વચ્છ | ધર્મપુસ્તક | સ્વપ્નું |
| તંદુરસ્ત | નિર્ધાર | કાર્તિકી |
| પૂર્વજો | યુધિષ્ઠિર | રથયાત્રા |
| થાંભાર | હસ્તિનાપુર | ચક્રવર્તી |
| વિરૂદ્ધ | અલ્હેતો | કૃષ્ણભક્તિ |
| ગર્વયો | સ્ફાટિક | લશ્કર |
| સ્થિતિ | પ્રાણવલ્લભા | જયસિંહ |
| અનુકૂળ | પ્રતિબિંબ | પુસ્તકાલય |
| પાચનશક્તિ | જયશિખર | સત્યનામ |
| પકવાન | બાળહત્યા | પુજારી |
| સ્વાદિષ્ટ | ખુટયો | વૃદ્ધ |
| જિંદગી | કલેક્ટર | પ્રતાપે |
| વર્ણવ્યું | જન્માષ્ટમી | દ્વારકા |
| વર્તમાનપત્ર | મોરધ્વજ | નરસિંહ |
| પારદર્શક | પ્રસર્યો | જિલ્લો |
| છિદ્રદ્વારા | સિદ્ધરાજ | સ્વામિનારાયણ |
| સાંદીપનિ | ઠાકોરલક્ષ્મી | સ્વાધીન |

| | | |
|---|---|---|
| ચૈત્રી | પ્રસિદ્ધકર્તા | ક્ષત્રિય |
| સોમેશ્વર | નર્મદા | પ્રલ્હાદ |
| પ્રસિદ્ધ | દંતકથા | પુંડરીક |



# બે બોલ



હાલમાં ત્રિવેદી વાંચનમાળાનાં પુસ્તકો ગુજરાતી શાળાઓમાં ચાલતાં હોવાથી આ માલના ત્રીજા પુસ્તક (આવૃત્તિ ૧૯૨૮)ના અઘરા શબ્દોના અર્થો, કોઇ કોઈ પાઠ માંથી નીકળતા બોધ, કવિતાની સમજુતી વગેરે સરળ ભાષામાં આ ચોપડીમાં આપ્યા છે. આથી વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ દૂર થશે એટલું જ નહિ પણ શિક્ષકના કાર્યમાં સરળતા થશે. આ ચોપડીની તૈયારી એક કુશળ સાહિત્યકના હાથથી થયેલી છે, એટલે શિક્ષકને પણ તે મદદગાર થશે.



# જાહેર ખબર.

હમારે ત્યાં દરેક જાતનાં પુસ્તકો તથા સ્કુલને ઉપયોગી સ્ટેશનરી સામાન ઘણુંજ કિફાયત ભાવથી મલે છે.

**નીચેની ચોપડીઓ હમારે ત્યાં જથાબંધ મલે છે.**

| | | | |
|---|---|---|---|
| ત્રિવેદી પેલીના અર્થ | ૦-૩-૦ | હિન્દી શિક્ષાવલી ૧ અર્થ | ૦-૩-૦ |
| ત્રિવેદી બીજીના અર્થ | ૦-૪-૦ | ,, ૨ ના અર્થ | ૦-૫-૦ |
| ,, ચોથીના અર્થ | ૦-૧૦-૦ | હિન્દી પ્રબોધ ૧ અર્થ | ૦-૩-૦ |
| ,, પાંચમી અર્થ | ૦-૧૨-૦ | ,, ૨ ના અર્થ | ૦-૪-૦ |
| ,, છઠ્ઠીના અર્થ | ૦-૧૫-૦ | ,, ૩ ના અર્થ | ૦-૩-૦ |

એ સિવાય, ઈં. ગુ. ડીક્ષનરી વિગેરે તમામ પુસ્તકો ઉપર વેપારીને તથા માસ્તરોને સારૂં કમીશન આપવામાં આવશે.

શાહ ભાઈલાલ ડાહ્યાભાઈ બુકસેલર.

ઠેકાણું:-ગુજરાતી સ્કુલ સામુ-નવસારી.

સુરત, ગરાનપુરી ભાગળ, ભાઉનાણી પોળ, અનાવિલ લોકની બાજુમાં
આવેલા શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસમાં
ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.